સર્વ દેશે, સર્વ કાળે,

ધર્મ ક્ષેત્ર, તત્ત્વજ્ઞાન ક્ષેત્ર, યુદ્ધ ક્ષેત્ર, રાજતંત્ર ક્ષેત્ર,

સમાજ ક્ષેત્ર, વિજ્ઞાન ક્ષેત્ર, ઇત્યાદિ હરેક ક્ષેત્રે

નિડર, નિશ્ચિંત, નિર્વિકલ્પ

મસ્તો—અવધૂઓ—યોગીઓ—શોધકો

વિચારકો—યોદ્ધાઓ—નેતાઓ

થઇ ગયા, છે, અને થશે

તે સર્વ

# મહા-વીરોને

સોલ્લાસ

સમર્પિત !

# ' हर वक्त अमीरी है, बाबा ! '

કુછ જુલુમ નહીં, કુછ જોર નહીં,
કુછ દાદ નહીં, ફરયાદ નહીં,
કુછ કયેદ નહીં, કુછ બંદ નહીં,
કુછ સબ્ર નહીં, આઝાદ નહીં;
શાગીર્દ નહીં, ઉસ્તાદ નહીં,
વીરાન નહીં, આબાદ નહીં,
હૈં જિતની બાતેં ' દુનિયાં ' કી
સબ ભૂલ ગયે, કુછ યાદ નહીં:—
હરઆન હંસી, હરઆન ખુશી,
**હર બકત અમીરી હૈ, બાબા !**
જબ ' આશક ' 'મસ્ત ફકીર' હુએ
ફિર કયા દીલગીરી હૈ, બાબા ?

* * *

જો આશક હોવે સો જાને,
**યહ ભેદ ફકીરી હૈ, બાબા!**

* * *

કુછ મરનેકા અફસોસ નહીં,
કુછ જીનેકી પરવાહ નહીં !

* * *

નીત અશરત હૈ, નીત ફરહત હૈ,
નીત રાહત હૈ, નીત શાદી હૈં,
નીત મહેરો કરમ હૈં દીલબરકા,
નીત દીલ ભી ખુબ મુરાદી હૈ,
જબ ઉમડા દર્યા ઉલફતકા,
હર ચાર તરફ આબાદી હૈ,
હર રાત નઇ એક શાદી હૈ,
હર રોઝ મુબારકબાદી હૈ;
હર આન હંસી, હરઆન ખુશી,
**હર બકત અમીરી હૈ, બાબા !**

# आशय.

મહાયુદ્ધો માત્ર દુનિયાની ભૂગોળને જ નહિ પણ 'ભાવનાઓ' ( Concepts, Ideals, Laws, Codes of Life )ને પણ ફેરવી નાખવા માટે આવે છે. મનુષ્યો પોતાની કલ્પના શક્તિના અંધાપાને લીધે આ વાત જોઇ ન શકે અગર બુદ્ધિની ન્યુનતાને લીધે **માની ન શકે તેથી** કાંઇ ફેરફાર અટકતો નથી.

વીસમી સદીના મહાયુદ્ધથી મનુષ્યસમાજ તપીને પ્રવાહી બન્યો છે: એને હવે કેવા ઢાળામાં–બીબામાં—વહેવડાવવો, એને કઈ જાતની 'નીતિ' અગર 'પંથ' માં ઉતારવો, એનો કેવો ઘાટ 'ઘડવો' એ આજનું મુખ્ય કર્ત્તવ્ય છે. મનુષ્યપ્રકૃતિ, મનુષ્યની આસપાસની દશ્ય દુનિયાનું સ્વરૂપ, તથા મન બુદ્ધિ અને આત્માની ખાસીઅત એ સર્વને સ્હમજનાર અને એ સમજ (Truth)ને 'કલા' (Art)વડે 'ઉપયોગ'-માં લઇ શકનાર સમર્થ સૃષ્ટા, બ્રહ્મા, મનુ કે મહાવીરની આજે અનિવાર્ય આવશ્યકતા છે. એવા એક મહાવીર અથવા સૃષ્ટાના અસ્તિત્વને શક્ય બનાવવા માટે હજારો માણસોનો ભોગ આપવો પડતો હોય તો પણ ચિંતા કરવી જોઇતી નથી.

હજી સુધી એ કામને માટે સંપૂર્ણ લાયકાત ધરાવતો એક પણ મહાવીર હિંદમાં તો શું પણ યુરોપ–અમેરિકામાં પણ જન્મ્યો જણાયો નથી. હા, બર્નાર્ડ શૉ, વેલ્સ, લૅનીન, ગાંધી જેવી કેટલીક વ્યક્તિઓ ઉત્પન્ન થઇ છે ખરી, કે જેઓ જનસમાજ કરતાં કાંઇક વધારે શક્તિ ધરાવે છે અને એ શક્તિ વડે સમાજના અમુક ઘાટ ઘડવા પ્રયાસ કરે છે. જર્મનીના ફ્રેડરિક નિત્શેએ મહાયુદ્ધ પહેલાં જ એ તૈયારીઓ કરી હતી. આ લેખ પણ એક એવા અખતરો જ છે. પરંતુ આવા સઘળા પ્રયાસો ભવિષ્યમાં જન્મનાર કોઇ શ્રેષ્ટ મહાવીરની–'Sage'ની–પ્રસ્તાવના માત્ર ગણી શકાય. આ પ્રયાસો માત્ર સૂર્યના છડીદાર ગણી શકાય.

* * *

આપણી સમક્ષ દુનિયાનો ઇતિહાસ છે, સાયન્સનાં પરિણામો છે, વેદ અને જૈન શાસ્ત્રોનાં તત્વજ્ઞાન છે, ગ્રિક તત્ત્વવેત્તાઓ–ખાસ કરીને ડાયોનિસસ–નાં સૂત્રો છે: આ સર્વને હજમ કરી એમાંથી ગૌરવશાલી મનુષ્ય ઉપજાવવાની 'કલા' આપણે પ્રકટાવી શકીએ છીએ. મ્હારી શ્રદ્ધા છે આ કાર્ય એક પાશ્ચાત્ય કરતાં પૂર્વાત્ય વિચારક વધારે સફળતાથી બજાવી શકે, કારણ કે સૂક્ષ્મમાં સૂક્ષ્મ અવલોકન જેટલું પ્રાચીન હિંદમાં થયું છે તેટલું બીજા કોઈ દેશમાં થયું નથી અને એક મહાવીર કે કૃષ્ણના આદર્શમાં જે મહત્તા, ગૌરવ, શક્તિ, જીવનનો થનથનાટ, આકર્ષણ ભર્યાં છે તેવા અન્ય કોઇ દેશના આદર્શમાં ભાગ્યે જ જોવામાં આવે છે. યરપને એવો આદર્શ આપવા

ઇચ્છતા યુરપિઅન ફીલસુફ નિત્શેને પણ પૂર્વાત્ય પાત્ર (જરથુસ્થ) જ પસંદ કરવું પડ્યું હતું.

મ્હેં જે જે સાહિત્ય વાંચ્યું છે, જે જે વિચારો વિચાર્યા છે, જે જે અનુભવો કર્યા છે તે સર્વ મ્હને એક જ કામ પાછળ લાગવા પ્રેરે છેઃ જીંદગીમાં એક જ કર્ત્તવ્ય હોય એમ નિરંતર મ્હારા કાનમાં કહે છેઃ અને તે કર્ત્તવ્ય બીજું કોઇ નહિ પણ હિંદને એક નૂતન આદર્શ આપવાનું છે. આ રસ્તે મ્હેં કેટલોક પંથ કાપ્યો છેઃ છૂટાંછવાયાં લખાણો કર્યાં છે અને ભવિષ્યમાં એક 'શાસ્ત્ર' રૂપે આદર્શ રજુ કરવાનો સંકલ્પ છે. હાલમાં તો એ શાસ્ત્રની પ્રસ્તાવનાની ગરજ સારે એ મતલબથી આ ન્હાનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે.

પ્રસ્તુત લેખમાં મહાવીર, શત્રુંજય આદિ જૈનધર્માનુયાયીઓના જ માનીતાં નામો મ્હારી 'કલા' ના સાધન તરીકે વાપરવામાં આવ્યાં છે તે સકારણ છેઃ અમુક ભાવો (ideas)ના પ્રતિનિધિ તરીકે એ શબ્દો કિમતી છે એ તો સ્પષ્ટ જ છે; પરંતુ તે સાથે એ પણ ખરૂં કે જે મહાવીરના નામથી શક્તિહીનતા ઉપદેશાવા લાગી છે તે જ મહાવીરના શ્રીમુખેથી શકિતનો ફુઆરો છૂટે એ મ્હને વધારે ઇચ્છવા જોગ લાગે છે. પ્રસ્તુત લેખમાં સ્થળે સ્થળે સૂત્રો, વ્યાખ્યાઓ, સિદ્ધાંતો છૂપાવવામાં આવ્યાં છે, તેથી લગભગ દરેક વાકય ઉપર સવિસ્તર વિવેચનની આવશ્યકતા છે. પરંતુ એવું વિવેચન આપવા પહેલાં જીંદગી, દુનિયા, નીતિ, લાગણી, બુદ્ધિ, આત્મા, સ્વર્ગ, મોક્ષ, સુખ, દુઃખ ઇત્યાદિની ચોકસ 'વ્યાખ્યા'ઓ આપવી જોઇએ અને એ વ્યાખ્યાઓની સત્યતા પુરવાર કરવા માટે ચર્ચામાં ઉતરવું જોઇએ. આ કામ હું ભવિષ્યમાં લખવાના શાસ્ત્રમાં કરવાનો છું.

* * *

મહાયુદ્ધ દરમ્યાન તેમ પછી પણ હિંદ ભાવનાના જૂના જીર્ણ મંદિરમાં બેઠું રહ્યું છેઃ એ જ 'દયા'મય ધર્મ, એ જ નિર્માલ્યતાપૂર્ણ સમાજવ્યવસ્થા, એ જ હાયવોયના ધંધા, એ જ ભીખનાં પૉલીટીક્સ, એ જ લોકમતઆશ્રીત આગેવાની, એ જ 'પેટ ખાતર' થતી પ્રવૃત્તિ હજી હિંદમાં ચાલુ જ છે. 'જૂનું મંદિર તોડ્યા સિવાય નવું મંદિર શકય નથી.' અને "તોડવાનું કામ 'હથોડા'થી જ બને છે." વળી 'ઘડવામાં પણ ટાંકણું જ જોઇશે.' સઘળા પ્રાચિન હિંદી મહાપુરૂષો—ખાસ કરીને કૃષ્ણ અને મહાવીર—હથોડા અને ટાંકણાના ઉપયોગમાં અતિ કુશળ હતા. મ૦ ગાંધી—જાણતાં કે અજાણતાં—હથોડા અને ટાંકણાનો ઉપયોગ કરવા લાગ્યા એ શુભસૂચક છે; પણ ભવિષ્યના ગાંધી હથોડી, ટાંકણું, તલવાર તેમજ પુષ્પ સર્વ શસ્ત્રોને સફલતાપૂર્વક વાપરશે. વા. મો. શાહ.

# आमुख.

મ્હેં સાંભળ્યું હતુંઃ શત્રુંજય પહાડનાં શિખરો પર ઘણા અવધૂ, ઘણા મહાત્મા, ઘણા સિદ્ધો રહે છે.

પરન્તુ તેઓ પોતાને પ્રદર્શનમાં મૂકવા ખુશી નથી હોતા !

તેઓ પોતાના સ્વસ્વરૂપમાં—પોતાના નિજાનંદમાં—સુખી હોઇ, બહારથી સુખ મેળવવાની એમને ગરજ હોતી નથી. તેથી જ તેઓને લોકેષણાની બેડી સ્પર્શી શકતી નથી. દુનિયાની વાહવાહ કે દુનિયાનો તિરસ્કાર તેમજ દુનિયાની લાગણીઓ (emotions) એમને દોરવી શકે નહિ.

તેઓ કાંઇ જડ નથી, અક્રિય નથી. વધારેમાં વધારે સક્રિય કોઇ હોય તો તેઓ જ છે. પણ ત્હેમની ક્રિયા સજાતીય આત્માઓ જ જોઈ કે સ્હમજી શકે. ત્હેમના આનંદની ખૂબી પણ તેવાઓ જ સ્હમજી શકે.

આવી આવી ઘણી વાતો મ્હેં સાંભળી હતી.

તેથી એક રાત્રીએ હું શત્રુંજયગિરિ પર ટ્હેલવા નીકળ્યો. રાત્રીનો સમય પસંદ કરવાનું કારણ એ હતું કે, ડાહ્યા પુરૂષો પાસેથી મ્હેં સાંભળ્યું હતું કે " સર્વ જીવો માટે જે 'રાત્રી' છે ત્હેમાં 'સંયમી' પુરૂષ 'જાગતો' હોય છે "; તેથી રાત્રીના વખતે જ્યહારે આખી દુનિયા પોતાની વિકારી પ્રવૃત્તિથી થાકીને લોથપોથ થઇ પોઢી હોય છે તે વખતે મહાત્માઓ અને સિદ્ધો જાગતા બેઠા હશે કે ટ્હેલતા હશે કે પોતાના 'ગુપ્ત મંડલ' વચ્ચે કોઇ મ્હાન પ્રશ્નનું કોકડું ઉકેલતા હશે, એમ ધારી મ્હેં રાત્રીનો સમય આ કામ માટે પસંદ કર્યો હતો. દુનિયાના મનુષ્યો દુનિયા પાર વસનારાઓના જીવન બાબતમાં પણ પોતાની જ રીતે ખ્યાલ બાંધે છે !

એક ટેકરી પરથી બીજી ટેકરી પર હું વ્યર્થ ભટક્યો; કારણ કે મ્હારી આશા પ્રમાણે કોઇ મહાવીર, કોઇ કૃષ્ણ, કોઈ મહમ્મદ, કોઇ નાનક, કોઇ કબીર, કોઇ શીવાજી, કોઇ નેપોલીઅન મ્હને રસ્તામાં ટ્હેલતા કે ગુફામાં બેઠેલા જોવામાં ન આવ્યા.

તથાપિ હજી મ્હારી આશા થાકી નહોતી, જો કે મ્હારા પગ અવશ્ય થાક્યા હતા. એ આશા મ્હારા પગને નવું બળ પ્રેરતી હતી. તેથી હું આગળ ને આગળ ચાલવા લાગ્યો અને એક ટેકરી પર એક મનુષ્ય આકૃતિ જોઇ તે તરફ વધવા લાગ્યો. 'આખરે એક સિદ્ધનો

તો પત્તો મેળવ્યો છે !' એમ કહી મ્હારૂં મન મલકાવા લાગ્યું. પરન્તુ છેક નજીકમાં આવી પહોંચતાં ચંદ્રપ્રકાશની સહાયથી મ્હારી આંખોએ એ આકૃતિને એકદમ પિછાની. તે બીજું કોઇ નહિ પણ મુનિ જિનવિજય હતા, કે જેના નિખાલસ નિરભિમાની હૃદય માટે અને જ્ઞાનની શુદ્ધ ભક્તિ માટે મ્હને હમેશાં બહુમાન હતું. હું ત્હેમને એક એવા પુરૂષ તરીકે પીછાનતો હતો કે જેઓ સાહિત્ય તથા ન્યાય શાસ્ત્રના જ્ઞાન અને સરળ હૃદય વડે, હજારો પડદા તળે ઢંકાયલા સત્યને જોવા અને પ્રગટ કરવા મથતા હતા, જો કે બુદ્ધિવાદથી પર mysticism (ગુહ્યવાદ)માં હજી પહોંચ્યા નહોતા. તેઓ પોતાના સરસ્વતી-નિવાસ અને શાસ્ત્રોના ઢગને છોડી આ પહાડ પર અને આટલી રાત્રીએ કેમ આવ્યા હશે એ ખ્યાલથી મ્હને આશ્ચર્ય થયું.

મ્હને જોતાં જ તેઓ મ્હને ભેટી પડયા અને એક નિર્દોષ બાળકની નિખાલસતાથી પૂછવા લાગ્યાઃ "દોસ્ત ! તું અહીં ક્યહાંથી ?"

મ્હેં પૂછ્યું: "અને, મહારાજ ! આપ અહીં ક્યહાંથી ?"

જિનવિજયજી બોલ્યાઃ "હું હવે 'મહારાજ' નથી, 'બાળક' છું. જો મ્હને 'મહારાજ' અને 'આપ' શબ્દોથી સંબોધીશ તો ત્હારે ને મ્હારે બનશે નહિ. ત્હને ખબર છે ? : ભણેલું બધું ભૂલી જઇને એક તર્કવિતર્કહીન બાલક થઇ છેલ્લા છ માસથી હું આ પહાડ પર આવી રહ્યો છું. ભૂતકાળને હું યાદ કરતો નથીઃ ફલાણી તકો મ્હેં ગુમાવી કે ફલાણી ભૂલો કરી એવા સ્મરણથી મ્હારો આનંદ કલુષિત કરવા હવે હું તૈયાર નથી. ભવિષ્યની મ્હને પરવા નથીઃ કાલે ખાવા નહિ મળે તો શું થશે, કોઈ જાનવર આવી ફાડી ખાશે તો શું થશે, ઇત્યાદિ (કાલની) ચિંતા હું કરતો નથી. હાયવોય, ક્લેષ, ભય એ ત્રણ શત્રુને મારીને અહીં આવી બેઠો છું. એ શત્રુઓને મારનારાઓ જ આ શત્રુંજય ગિરિ પર આવે છે અને અહીંની ખુશનુમા હવાથી ઓર વધારે તાકાદવાળા બને છે. અમને અહીં આગળ વધવાની, મ્હોટા થવાની, ખીલવાની પણ 'ઇચ્છા' થતી નથી. અમે તો અમારાથી 'મ્હોટા'ને જોઇએ છીએ અને આપો-આપ ખીલીએ છીએ. બધી અવસ્થાના અવધૂ આ પહાડ પર રહે છેઃ કોઇ બાલ્યાવસ્થામાં, કોઇ કિશોર અવસ્થામાં, કોઇ ભર યુવાનીમાં, કોઈ આધેડ અને કોઇ વૃદ્ધ તો કોઈ વળી અતિવૃદ્ધ અવસ્થામાં છે. તેઓ એક સ્થળેથી બીજે સ્થળે પસાર થાય છે ત્યહારે ત્હેમના દેહમાંથી ત્હેમના ગુણોનો સૂક્ષ્મ પ્રવાહ વહેતો જ હોય છે અને તે

અમને આપોઆપ મળતો રહી અમારૂં પોષણ અને વૃદ્ધિ સ્વભાવતઃ થયાં કરે છે. પણ, દોસ્ત, હવે કહે કે તું અહીં ક્યહાંથી ? "

" મ્હારા જીગરી દોસ્ત ! " મ્હેં કહ્યું " હુ અહીં અવધૂ ઓમાંના એકાદને જોવા જ આવ્યો છું. "

જિનવિજયજી બાળકની નિર્દોષિતાથી હસ્યા અને બોલ્યાઃ " દુનિયાના લોકોને અવધૂ દેખાતા જ નથી ! "

" હા, મ્હેં એવી લોકવાયકા સાંભળી હતી અને હવે હું જોઉં છું કે એમાં ઉંડો ભેદ છે. " મ્હેં કહ્યું "પણ ત્યહારે, દોસ્ત! તું મ્હને મદદ ન કરે ? "

જિનવિજયજી ફરીથી હસ્યા અને બોલ્યાઃ " 'મદદ' એવો શબ્દ અમો બાળકોના જાણવામાં નથી ! તું જો પૂર્વસ્મરણનો ત્યાગ કરી 'બાળક' બની જા તો ત્હને પણ અમારી પેઠે જ બધું 'દેખાશે.' જોવામાં કાંઇ પારકી આંખો કામ લાગતી નથી. "

મ્હેં નિશ્ચય કર્યો કે તે જ ક્ષણે મ્હારે બાળક બનવું અને મ્હારા ઇષ્ટ અવધૂ મહાવીરને જોવા અને ત્હેમની સાથે વાતો કરવી. તેથી મ્હેં કહ્યું: " ત્યહારે હું હમણાં જ બાળક બનું તો ?"

" ઘણું મજાનું ! "

" બાળક બનવા માટે મ્હારે પૂર્વસ્મરણનો ત્યાગ કરવો જોઇએ, ખરૂંની ? "

" એમજ ! "

" ત્યહારે જો ! હું શરૂ કરૂં છું. "

મ્હેં પલાંઠી વાળી શ્વાસનું રૂંધન કર્યું, અને મનમાં જ બોલ્યોઃ

' હું પૈસો નથી,–પૈસાનો સ્વામી પણ નથી; પૈસાવાળા તરીકેનું ભાન એક ભ્રમણા હતી;...એ ભ્રમણાને હું ભષ્મ કરૂં છું. '

' હું પુત્ર નથી, હું પિતા નથી, હું નેતા નથી, હું ભક્ત નથી, હું તાબેદાર નથી : ઉપરી કે તાબેદાર તરીકેનું સઘળું ભાન એક ભ્રમણા હતી;...એ ભ્રમણાને હું ભષ્મ કરૂં છું.'

' હું મન નથી, હું બુદ્ધિ નથી; મન અને બુદ્ધિથી પ્રેરાતો 'હું' એ એક ભ્રમણા હતી, કે જે ભ્રમણાને હું—'

એટલામાં મ્હારા શાન્ત સરોવરમાં એક મોઝું ઉછળ્યું: "ભ્રમણાને ભ્રમણા તરીકે ઓળખાવનાર પણ બુદ્ધિ જ છે, તો બુદ્ધિનો ત્યાગ કરવાનું કેમ પાલવવું જોઇએ ? "

એ જ ક્ષણે જિનવિજયજીનું ખડખડ હાસ્ય મ્હારે કાને પડ્યું અને સમાધી ભાંગી ગઇ.

" કે...મ? બુદ્ધિને છોડાતી નથી કે? છાતી પર પથરો લઇને અપાર સમુદ્ર તરવો છે ખરૂંને?" અને એમણે મ્હારા ગાલ પર એક રમતીઆળ તમાચો લગાવી દીધો !

હું પણ એ બાલીશતાનો ચેપ પામી સ્હામો તમાચો લગાવી બેઠો ! શું કરૂં છું એનું એ વખતે મ્હને ભાન નહોતું !

" બાપાજી ! બાપાજી ! આ છોકરાને કાંઇ કહેજો, નહિ તો હું એને મારી બેસીશ !" જિનવિજયજીએ છેક જ બાળકની પેઠે રાવ ખાધી. એ રાવમાં કોઇની 'મદદ'ની પ્રાર્થના નહોતી. સ્વબલની ભાવના જ એના ગર્ભમાં હતી.

એ જ ક્ષણે અમારી નજર સ્હામે શ્રી મહાવીરની પ્રચંડ મૂર્ત્તિ દૃષ્ટિગોચર થઇ. નિર્દોષતા, સક્રિયતા, અને આનંદની એ સાક્ષાત્ મૂર્ત્તિને જોતાં જ હું પામી ગયો કે એ બીજું કોઇ નહિ પણ જૈનોના **अरिहंत** અને **तीर्थंकर** મહાવીર પોતે હતા. એમણે પ્રકાશિત હસમુખા ચહેરે જિનવિજયનો મસ્તકસ્પર્શ કરી કહ્યું: "બચ્ચા! ત્હારો મિત્ર 'ધ્યાન'થી નહિ પણ ત્હારી સાથેના નિર્દોષ 'તોફાન'થી બુદ્ધિનો ત્યાગ કરી ચૂક્યો છે ! એને હવે ત્હારા જેટલો જ આ દેશમાં રહેવાનો અધિકાર છે. પણ થોડો વખત એને પહાડની નીચેની ભૂમિ પર—જ્યહાં મ્હારા નામથી ઘણાં ખોટાં શિક્ષણો અપાવા લાગ્યાં છે અને તેથી જિવાત્માઓ નિર્માલ્ય થઇ ગયા છે ત્યહાં—મોકલી મ્હારો સંદેશો પહોંચડાવવો છે, તેથી ત્હારે ત્હારા દોસ્તની સોબતની મઝા થોડો વખત ગુમાવવી પડશે."

અને તેઓએ મ્હને ઇસારો કર્યો. તે મુંગી ભાષાથી અપરિચિત હોવા છતાં હું જાણે એમનો આશય સ્હમજતો હોઉં એમ ત્હેમની પાછળ ચાલવા લાગ્યો. આગળ શ્રી મહાવીર અને પાછળ હું એમ ચાલતાં ચાલતાં અમે એક સીધી અને ઘણી મુશ્કેલ ટેકરીની નજદીક આવ્યા, જ્યહાં શ્રી મહાવીર થોભ્યા અને મ્હને કહેવા લાગ્યા: "'દયા' અને 'રક્ષા'ની ભાવનાએ આર્યાવર્ત્તને નિર્માલ્ય કર્યો છે, અને 'ક્રૂરતા' અને 'ભક્ષણ'ની ભાવનાએ આર્યાવર્ત્ત સિવાયની શેષ દુનિયાનું અધઃપતન કર્યું છે. સમસ્ત દુનિયા ભૂલી ગઇ છે કે બુદ્ધિ અને બુદ્ધિએ યોજેલી દરેક 'ભાવના' આત્માની દાસી માત્ર છે, નહિ કે રાણી. સઘળી ભાવનાઓ, સઘળા આદર્શો, સઘળી વ્યાખ્યાઓ આત્માની સહાયક માત્ર હોઇ શકે, આત્માનું સ્વામીત્વ

એમની પાસે ન હોવું જોઇએ. ઝવેરી 'ચવ' થી, સોની 'રતી 'થી, કાપડીઓ 'તસુ' થી, નૈયાયિક ન્યાયસૂત્રથી અને સાધુ વર્ત્તનના અમુક 'નિયમ' થી પોતપોતાનો 'વ્યાપાર' કરે, પણ એ બધી ચીજો એમનાં 'કાટલાં' માત્ર છે, નહિ કે 'કિમ્મત'. 'કિમ્મત' ઉપજાવવી અને એ વડે પોતે વધુ શક્તિમાન થવું એ જ આશય હોવો જોઇએ. કાપડીઓ તસુ અને ગજને બદલે શેર અને બશેરીના 'ધોરણ' વડે પણ 'કિમત' ઉપજાવી શકે. જીવનને 'ક્રૂરતા' ના ધોરણનું આશ્રીત બનાવવું એ 'ભ્રમણા' છે, તેમજ 'દયા' ના જ ધોરણનું આશ્રીત બનાવવું એ પણ 'ભ્રમણા' છે. હું જ્યહારે ત્હમારી પૃથ્વીપર ફરતો હતો ત્યહારે મ્હેં ક્રૂરતા બહુ વધેલી જોઇ તેથી દયા અને રક્ષાનું ધોરણ યોજી આપ્યું હતું, જો કે તે છતાં મ્હારા 'ગુપ્ત મંડળ'ના સભાસદોમાં—ગૌત્તમ જેવાઓમાં—દયાના ધોરણની તાબેદારી ન રહેવા પામે એની પણ હું સંભાળ અવશ્ય રાખતો. એક ભરવાડ જ્યહારે મ્હને મારવા તૈયાર થયો હતો અને ઇન્દ્ર મ્હારી મદદે દોડી આવ્યો હતો ત્યહારે મ્હેં તે મદદ અને રક્ષા સ્વીકારવામાંય 'અપમાન' અને 'પાપ' માન્યું હતું, એ મતલબનો એક ઉલ્લેખ આજે પણ જૈનોના ધર્મગ્રંથોમાં ભાગ્યાટૂટા આકારમાં હયાતી ધરાવે છે. પણ એ ઘટનાનું સમ્પૂર્ણ—આબેહુબ—બ્યાન તેઓ પાસે નથી રહેવા પામ્યું. તેથી હું હમણાં જ મ્હારી યોગશક્તિ વડે ત્હને ભૂતકાળમાં લઇ જવા માગું છું અને આ શત્રુંજય પહાડ પર ચ્હડતાં ડરતા અને મ્હારા હાથની માગણી કરતા ગૌત્તમને એ ઘટનાના બયાનવડે મ્હેં કેવો ઉપદેશ આપ્યો હતો તે તું પોતાની આંખોથી જોવા પામે અને ત્હારા પોતાના કાનોથી સાંભળવા પામે એમ કરવા માગું છું. એ દશ્યના ભાન સાથે ત્હારે આયભૂમિમાં પાછા ઉતરી જવું અને ત્હેં જે જોયું—સાંભળ્યું હોય તે ત્યહાંના વધુ વિચારવંત પુરૂષો સમક્ષ કહી સંભળાવવું. એ જ્ઞાન સમસ્ત દુનિયાને અનુકૂળ થાય એવી ઘેલી ઇચ્છા કદાપિ કરતો નહિ. આખી દુનિયા કોઇ કાળે એકી સાથે સ્હમજદાર થઇ નથી અને થઇ શકશે નહિ. જે થોડાઓ સ્વભાવે શક્તિમાન છે પણ જ્હેમની શક્તિઓ વિકૃત શિક્ષણથી દટાઇ ગઇ છે તે 'થોડાઓ'ની જ જાગૃતિની દરકાર કરવાની છે. એ થોડાઓ પછી સમસ્ત લોકગણને પોતાની ઇચ્છાશક્તિથી દોરવી શકશે. આર્યાવર્ત્તમાં આજે સૌથી વિશેષ જરૂર ખરા જ્ઞાનની છે—'સમ્યક્ જ્ઞાન'ની છે. એ સમ્યક્ જ્ઞાન, તું હમણાં જે દશ્ય નજરે જોશે ત્હેનું બયાન લક્ષપૂર્વક સાંભળનારમાં સ્હેલાઇથી આવી શકશે. અને પછી તેઓ

આપઅળથી જ સમ્યક્ દર્શન અને સમ્યક્ ચારિત્ર પણ મેળવી શ-શકશે. ખરી રીતે 'જોતાં' અને 'ક્રિયા કરતાં' તેઓ સઘળા પ્રકાર-ના સ્થૂલ તેમજ સૂક્ષ્મ શત્રુ પર જય કરી શકશે. શત્રુંજય ગિરિ પર ચડવાની ઇચ્છા વાળાએ—એ તનદુરસ્ત ખુશનુમા હવાની મોજ ઇચ્છનારાએ—અગાઉનું સઘળું ભણતર ભૂલવું જોઇએ. નીચે ઉભા રહી ઉંચે જોવાને બદલે ઉંચે ઉભા રહી નીચે જોતાં શિખવું જો-ઇએ. જીવવાની લાલસા અને મરણ કે દુ:ખનો ભય એણે બાળીને ભષ્મ કરવો જોઇએ. ભવિષ્યના વિચાર અથવા હાયવોયને હવામાં ફેંકી દેવાં જોઇએ. સગવડ, સુરક્ષિતપણું, જોખમ માત્રથી બચતા રહેવાની ખબરદારી: એ સર્વનો ત્યાગ કરી એક પ્રકારની 'બેખબર-દારી' પ્રાપ્ત કરવી જોઇએ. એ પ્રમાણે પોતાનો ઢાળો જ બદલી નાખવો જોઇએ. જુવાનીની લહેજત ફરી મેળવવા ઇચ્છતું વૃદ્ધ ફીનીક્ષ પોતે જ અગ્નિમાં પડી જીર્ણ શરીરને બાળી ભષ્મ કરે છે અને પુનર્જન્મ લે છે—'દ્વીજ' થાય છે ! દ્વીજ—એક જીંદગીમાં બીજી વાર જન્મ લેનાર—સિવાય બીજો કોઇ મનુષ્ય પૂજનીય—અર્ચનીય—'ઉચ્ચ'—'ખાનદાન'—બ્રહ્મવિદ્—ઇશ્વરી અંશ—બની શકે જ નહિ. પોતાનું રૂપાન્તર કર્યા વગર મુક્તિ નથી. મુક્તિ—કોઇ પણ પ્રકારની મુક્તિ—સહાયથી—રક્ષાથી—દયાથી મળતી ચીજ નથી.

"અને મુક્તિ કોઇ કાલ્પનિક પદાર્થ નથી. પદાર્થો અને મનુ-ષ્યોની તાબેદારી સ્વીકારનાર કે સહન કરી લેનાર મનુષ્ય ગમે તેવાં ભગવાંથી કે ઉગ્ર તપશ્ચર્યાથી કે ગમે તેટલી વિદ્યાથી પણ મુક્તિ મેળવી શકશે નહિ. બુદ્ધિના ક્ષેત્રમાં, રાજકીય ક્ષેત્રમાં, ગૃહસંસારના ક્ષેત્રમ : સર્વત્ર શત્રુંજય કરનારો જીવાત્મા જ મુક્ત છે, અને તે મુક્ત જ છે.

" માટે જો, ત્હારી નજર સમક્ષ મ્હારા યોગબળથી જે પૂર્વ ઘટનાનું દૃશ્ય રજુ કરૂં છું તે લક્ષપૂર્વક જો, અને ત્હેના ભાન સાથે આર્યાવર્ત્તમાં જઇ તે ચિત્રને ત્હારી ભાષા દ્વારા પ્રસિદ્ધિ આપ.

'વિક્રમ પૂર્વે સુમારે પાંચસો વર્ષ પર દયા, ક્ષમા, સહાય, નમ્રતા આદિ કોમળ ભાવનાઓ પૂજાતી હતી તેમ હવે પછી ઉગ્ર ભાવનાઓ પૂજાશે અને વિક્રમની વીસમી સદીના છેલ્લા ભાગમાં એ જ 'નીતિ' બનશે. "

છેલ્લો શબ્દ બોલાતાની સાથે જ મ્હારી દૃષ્ટિ સમક્ષ અલૌકિક દૃશ્ય ખડો થયો, જે દૃશ્ય આ પછીનાં પૃષ્ઠોમાં આળેખવા યથાશક્તિ પ્રયત્ન કરીશ.

# महावीर कहेता हवा.

" ભગવન્! " શત્રુંજય* ગિરિરાજપર ચ્હડતાં શ્રી મહાવીર પ્રત્યે ભકિતપરાયણ ગૌત્તમ બોલ્યાઃ " ભગવન્! "

પરન્તુ, વિદ્યુત્‌ની ઝડપથી આગળ ને આગળ વધતા મહાવીરે પાછળ પડેલા ગૌત્તમ તરફ નજર સરખીએ કરી નહિ.

" પ્રભો! " ગૌત્તમે પુનઃ અરજ કરી " આ ચકરી આવે એવા સીધા ડુંગર પર આપની સાથે ચ્હડતાં હું હાંફી જાઉં છું; અને સુસવાટા મારતો પવન મ્હારા વસ્ત્રમાં ભરાઇ મ્હને નીચે ખેંચી જાય છે. દયા કરી જરા થોભશો? આપનો સહાયક હાથ મ્હને ધીરશો?"

" ગૌત્તમ! દુનિયામાંથી ભગવાન અને પ્રભુ તો ક્યારનાએ ' મરી ગયા ' છે, ત્હેની ત્હને હજી ખબર નથી?—અને દયા, એ પણ ભગવાનની સાથે જ મરી ગઇ છે! હા...હા...હા...હા... " મહાવીર કહેતા હવા.

" 'વસ્ત્રો' વડે તું ' નીચે ' ખેંચાઇ જાય છે તો પછી શા માટે એ જાળને ફેંકી દેતો નથી? ગિરિશિખરની હવા ઇચ્છવી, અને તે છતાં શરીરને વસ્ત્રોથી લાદવું, એ શું હાસ્યજનક નથી? પોતાની મૂર્ખાઇથી કે અશક્તિથી વિકૃત બનાવેલા શરીરનું કદરૂપાપણું ઢાંકવા માટે, દુનિયાને ઠગવા માટે, ' દુનિયાના વિદ્વાનો 'એ વસ્ત્ર બનાવ્યાં હતાં, અને ' કુદરતી '–' નાગા ' ફેલવામાં ' પાપ '–' અનીતિ '–'જંગલીપણું ' મનાવ્યું હતું. હા, પણ તું તો હનણાં હતા જેવો કુદરતી —નાગો—શરમ વગરનો—જંગલી થવા જાય છે! ત્હારે વળી વસ્ત્ર કેવાં? ફેંકી દે ' દુનિયાના વિદ્વાનો 'ની એ ' જાળ 'ને દુનિયા તરફ પાછી! " એમ શ્રી મહાવીર કહેતા હવા.

---

* શત્રુ માત્ર—સ્થૂલ તેમજ સૂક્ષ્મ શત્રુ—પર જય મેળવવાની વૃત્તિ રૂપી ભૂમિકા, કે જે 'લોકગણ'ની સપાટ ભૂમિકાથી ઘણી 'ઉંચી' અને કઠોર (rough and hard) જ હોય. એ ભૂમિકાનું નામ જેમ વીરરસ-ભર્યું છે તેમ એ ભૂમિકાપર ચાલનારા પુરૂષોનાં નામ પણ (અરિહંત, મહાવીર, આર્ય, જૈન અથવા વિજેતા) વીરરસભર્યાં જ હોય.

" અને ગૌત્તમ ! 'દેવોના વલ્લભ'! ડુંગર પર વિહાર કરનાર ત્હારા જેવા 'સિંહ'ને વસ્ત્રજાળ હોવી એ ખ્યાલ જ શું અસહ્ય નથી ? 'દુનિયાના લોકો' માટે* 'નીતિ'–'અનીતિ'નાં વસ્ત્રો 'સર્જાયલાં' છે; 'સિંહો' માટે તો 'નહિ સર્જાયલી' એવી—સ્વાભાવિક—'નગ્ન વૃત્તિ' જ છે. સિંહો અને વીરો માટે કશુંયે શરમભર્યું નથી, કારણ કે 'શરમ' ત્હેમની ખાસ ભાષાના શબ્દકોષમાં જ નથી !... **શરમ** અને **ભય** એ બન્નેને જેઓ નિરવશેષપણે ભૂલી શકે તેઓ જ શત્રુંજય ગિરિરાજ પર ચ્હડી શકે અને ત્યહાંની આરોગ્ય તથા શક્તિ બક્ષતી ખુશનુમા હવા ભોગવી શકે. દેવોના વલ્લભ ! નગ્ન થવાની અને નગ્ન રહેવાની શરમને એ શરમભર્યાં વસ્ત્રમાં જ વીંટાળીને ફેંકી દે—શરમભરી દુનિયા પર !" એમ શ્રી મહાવીર કહેતા હવા.

" અને હવે, દેવોના વલ્લભ ! શત્રુંજય ગિરિરાજપર ચ્હડતાં 'પડી જવાશે' એવા 'ભય'ને તાબે થઇ મ્હારો 'હાથ પકડવા'ની તું જે 'આશા' રાખે છે તે 'આશા'ને તેમજ તે 'ભય'ને પણ હવામાં ફેંકી દે ! અને આશા કે ભય વગરનો ન્હાનો 'બાળક' બની જા–બાળક !" એમ શ્રી મહાવીર કહેતા હવા.

" ગુરૂદેવ ! જેવી આપની આજ્ઞા !" ગૌત્તમે કહ્યું; પણ ગુરૂની સ્હાયનો ત્યાગ શી રીતે કરવો—એ પાલવે જ કેમ—એ વિચારમાં ને વિચારમાં તે સ્તબ્ધ થઇ ઉભા હવા.

" ગૌત્તમ ! હું કદાપિ 'આજ્ઞા' કરતો નથી ! આજ્ઞા, પ્રાર્થના અને હાયવોયઃ એ ત્રણે 'બલા'ઓ મ્હારાથી સદા દૂર જ નાસતી ફરે છે,–એટલો હું 'ડરામણો' છું. આ ત્રણે બલાઓ મ્હારાથી હારી છેવટે 'દુનિયાના લોકો'માં અને ખાસ કરીને 'દુનિયાના ઇશ્વરો'માં ત્હેમનાં પેટ ચીરીને પેસી ગઇ છે !" એમ શ્રી મહાવીર ગૌત્તમ પ્રત્યે કહેતા હવા, અને ક્ષણમાં ગબડી પડાય એવા એક ભયાનક શિખરની ટોચ પર નગ્ન સ્વરૂપમાં ટટાર ઉભા ઉભા ખડખડ હસતા હવા.

---

* દુનિયાના લોકો=Masses=અણઘડ જીવાત્માઓ=પાશવવૃત્તિવાળો લોકસમૂહ. તે અશક્ત હોવાથી 'દુઃખ'ને 'ત્યાજ્ય' માને, અને તેથી સાહસમાત્રને 'અનીતિ' જ ઠરાવે. દુઃખ અસહ્ય હોવાથી તેઓ સ્વાભાવિક રીતે જ 'રક્ષા'ની દરકાર કરે. એમની એ 'જરૂરીઆત' જ સમર્થ પુરૂષોને 'રાજા' બનવાની સગવડ આપે.

પરન્તુ, શ્રી મહાવીરના ઉંડા ભાવવાળા ઉદ્‌ગારોનો મર્મ ગૌત્તમથી 'સ્હમજાયો' નહિ. એમના ગભરાટમાં ઉલટો વધારો થવા લાગ્યો. શ્રી મહાવીરની તીક્ષ્ણ આંખ તે પરિણામને જોઇ શકી હતી, પણ ત્હેમાં જ્ઞાનનો અગ્નિ એટલો સતેજ હતો કે ત્હાં દયાના અંકુરને અવકાશ મળે તેમ નહતું. તે સાગર જેવા ઉંડા તથા ડુંગર જેવા ઉંચા, ભવ્ય અને કઠણ હૃદયે ગૌત્તમ પ્રત્યે ફરી ખડખડ હાસ્ય કર્યું અને ફરી કહ્યું:

" દેવોના વલ્લભ! તું મ્હારો હાથ માગે છે ?...હા...હા...હા...! તું મ્હારો હાથ માગે છે, પણ હું સ્ત્રી નથી !...હા...હા...હા...! દેવોના વલ્લભ! તું મ્હને સ્ત્રી બનાવવા ઇચ્છે એય ત્હારી ગુરૂભક્તિ કે ?...અને સાંભળ, હવે ત્હને કહી દઉં છું કે સ્ત્રી હાથ તો આપે છે, પણ...બદલામાં હૈયું લઇ લે છે !...હૈયું જતાં હિંમત ત્હેની સાથે જ જાય છે; અને તેથી જ સ્ત્રીઓ આટલી બધી હિંમતવાળી છે, જ્યહારે આજના પુરૂષો રોતડ, માયકાંગલા, પારકા હાથની "હુંફ" પર જ જીવતા, સ્વબલ અને સ્વમાનના 'ભાન' વગરના અને અનુદાર* બન્યા છે. દેવોના વલ્લભ! જો હું ઇચ્છા કરવાની સ્થિતિમાં હોત તો આજના પુરૂષો સ્ત્રી બને એમ ઇચ્છત ! કારણ કે, તેથી તેઓમાં કાંઇક વિશેષ 'માણસાઇ' પ્રકટ થાત ! અને ગૌત્તમ! આપણે તો હમણાં 'માણસાઇ' નહિ પણ દેવતાઈ—પરમદેવતાઈ—સિદ્ધાઇ પ્રકટ કરવા ગિરિરાજપર નીકળી પડયા છીએ તે શું તું ભૂલી ગયો ?" એમ શ્રી મહાવીર કહેતા હવા.

" ગૌત્તમ! આજે સ્ત્રીઓ સ્ત્રીત્વને વફાદાર નથી રહી, અને પુરૂષો પુરૂષત્વને. આજે બધાએ આરામને લક્ષબિંદુ માન્યું છે, અને કેટલાકે તો વળી એશોઆરામને! અને તેથી મુક્તિ પણ આરામસ્થાનમાં જ કલ્પી છે! 'આરામ' તથા 'સુખ'ને પ્રાધાન્ય ઠરાવી 'દુનિયાના ઇશ્વરો'એ 'દુનિયાના માણસો' માટે નીતિ—અનીતિના વાડા અને પુણ્ય—પાપની સાંકળો યોજી લોકોને સાહસ વગરની—'લહેજત' વગરની—તનદુરસ્ત 'મસ્તી' વગરની—'ગૌરવ' વગરની—કંગાલ કીટવત્ જીંદગી જીવતાં શિખવ્યું છે. દેવોના વલ્લભ! તું પણ એ 'લૌકિક' ધર્મમાં જ ઉછરેલો હોવાથી તું 'બેડી'ઓને તોડતાં

---

* પુરૂષ—આજનો વિકૃત નિર્માલ્ય પુરૂષ નહિ પણ સ્વાભાવિક પુરૂષ—પોતાની ઉભરાઈ જતી શક્તિને લીધે સ્વભાવતઃ ઉદાર હોય છે. 'ભલાઈ' કે 'પુણ્ય' કરવાના ઇરાદાથી નહિ પણ સ્વભાવતઃ—પોતાની 'મઝા' ખાતર—તે 'ઉભરાય' છે, વર્ષે છે, આપે છે.

કરે છે અને મ્હારા હાથની માગણી કરે છે. પણ જાણ, ઓ દેવોના વલ્લભ! જાણ કે, લૌકિક નીતિ અને લૌકિક ધર્મને તોડવા–સંહારવા, 'નવું' ઉત્પન્ન કરવા અને નવા વડે લોકોને ભડકાવી એમાંથી થોડીક હિમતવાન વ્યક્તિઓ બનાવવા માટે જ હું મ્હારા 'ડુંગર' પરથી ક્વચિત્ 'નીચે, ઉતરી આવું છું. હું દરેક ચીજને નવી 'કિંમત' આપું છું, નવાં નામ આપું છું, નવાં રૂપ આપું છું, અને તેથી જૂની કિંમતના રખવાળો ક્રોધાયમાન થઇ મ્હારા પર પ્રહાર કરવાને પણ ચૂકતા નથી. પણ તેથીય શું? દરેક પ્રહાર મ્હારે મન આનંદનો એક નવો પાઠ છે! અને એટલા જ માટે હું 'આર્ય' કરતાં 'અનાર્ય' લોકોમાં વધારે જાઉં છું!" એમ શ્રી મહાવીર કહેતા હવા.

***

તથાપિ ગૌત્તમનો ગભરાટ હજી દૂર થયો નહિ. "પ્રભો! હું તો આપનો ભક્ત છું–શિષ્ય છું; મ્હને તો આપે હાથ દેવો જોઇએ" એમ ગૌત્તમ કાલાવાલા કરતા હવા.

અને શ્રી મહાવીરે આંખો બંધ કરી અને બેદરકારીથી કહ્યું: "હું 'મુડદાં' ઉપાડતો નથી! અને મ્હારો શિષ્ય, ત્હારી માફક ગુરૂનેય શિખામણ કે આજ્ઞા આપતો, હોય નહિ! તું તે વખતે મ્હારો શિષ્ય થવા આવ્યો હતો કે જે વખતે તું પોતાને જ પીછાનતો નહતો. ગૌત્તમ! જે પોતાને પીછાનતો નથી તે, બીજાને શું પીછાને? અને મ્હને પીછાન્યા સિવાય તું મ્હારો શિષ્ય થવા આવ્યો તેથી શું દહાડો વળે? માટે પ્રથમ તું પોતાને પીછાન, એટલે મ્હને પીછાની શકીશ; અને મ્હને પીછાનીશ ત્હારે હું ત્હને મ્હારા શિષ્ય તરીકે સ્વીકારીશ. દેવોના વલ્લભ! મ્હારો 'લોકોત્તર ધર્મ' તો આવો છે! 'લૌકિક ધર્મોમાં એથી ઉલટું જ બને છે: લોકો ગમે તે પુરૂષના પગને વળગી પડે છે,–ત્હેના ચહેરાથી અંજાઇ જઇને, કે ત્હેના સંગીતથી મુગ્ધ થઇને, કે ત્હેની આસપાસના ઠાઠમાઠથી દબાઇ જઇને, કે ત્હેના વાણીવિલાસથી રંજિત થઇને, લોકો ગમે તે પુરૂષના પગને વળગી પડે છે અને ત્હેના શિષ્ય બની જાય છે. પછી તે સમાજભક્ષક પોતાના ગંદા સ્વાર્થને પોષે એવા 'કાનુન'ના નામથી મનમાનતી જાળ બીછાવી 'માંછલાં' પકડે છે! દેવોના વલ્લભ! મહાવીરનો લોકોત્તર ધર્મ એ સર્વથી ન્યારો છે! પોતાને જેઓ નથી ઓળખી શકયા ત્હેમને મહાવીર પોતાના શિષ્ય તરીકે કોઇ કાળે સ્વીકારતો નથી; પોતાનું સામર્થ્ય જેઓએ હરકોઇ રીતે નથી પીછાન્યું તેઓ મહાવીરના શિષ્ય થવાને 'અધિકારી' જ નથી. હા,

ચોરોના શિરદાર મ્હારા શિષ્ય બની શક્યા છે, વેશ્યાઓ મ્હારી શિષ્યા બની શકી છે, યુદ્ધમાં હજારોનો સંહાર કરી આવેલા રાતા હાથવાળા ક્ષત્રિયો મ્હારા શિષ્ય બન્યા છેઃ એ બધું ખરૂં, પણ તેઓ પોતાનું 'સામર્થ્ય' પીછાની શક્યા હતા, એ સામર્થ્ય માટે શરમાતા નહતા, અને સામર્થ્યને ઓર વધારે પ્રકાશિત કરવા ચાહતા હતા, તેથી જ તેઓ મ્હારા શિષ્ય બની શક્યા હતા. 'શક્તિ'ને 'ગુન્હો' સ્હમજનાર, 'સાહસ'ને 'મૂર્ખાઇ' સ્હમજનાર, જમીનપર પેટે ચાલીને દિવસ પૂરા કરવામાં 'સભ્યતા' અને 'સદ્‌ગુણ' માનનાર, ડુંગર–ગુફા–સમુદ્ર–આકાશ–સિંહથી* ચમકનાર 'સદ્‌ગુણીઓ' મ્હારા શિષ્ય થઇ શકે નહિ. ગૌત્તમ ! તું ભ્રમણામાં પડયો જણાય છે. હમણાં તું 'સદ્‌ગુણીઓ'ની સત્તામાંથી છટકીને શત્રુંજય ગિરિરાજપર ચ્હડવા લાગ્યો છે તેથી તેઓ ત્હારાપર પોતાની સઘળી શક્તિથી જાળ ફેંકવા લાગ્યા હોય એમ હું જોઉં છું. પણ શત્રુંજયગિરિના ઓ પથિક ! શું આ ખુલ્લી આકાશી હવા ત્હને મજબૂત કરવાને બસ નથી ? આ પહાડી દેખાવ ત્હારા ભીતરને પહાડી બનાવવા પુરતો નથી શું ? જેને તું ગુરૂ માનવા તૈયાર થયો છે ત્હેની ફલંગો અને નૃત્ય, બેદરકાર ગાન અને ખડખડ હાસ્ય: એ સર્વ ત્હને લોકજાળથી છૂટવાનું સામર્થ્ય આપવાને પુરતું નથી શું ? ગૌત્તમ ! જો, હું કહી ગયો છું કે આ દુનિયામાંથી પ્રભુ 'મરી ગયા' છે; અને હવે હું ત્હને કહું છું કે પ્રભુ હવે ત્હારામાં 'અવતરવા' માગે છેઃ બોલ, છે તું તે માટે તૈયાર ?"

અને શ્રી મહાવીરે આંખો ખોલી નાખી અને સમ્પૂર્ણ રૂઆબથી કહ્યું: "ગૌત્તમ ! દેવોના વલ્લભ ! ભાવી ભગવન્ ! ટટાર થા અને પહાડપર ચ્હડવા લાગ ! કુદકા અને ફલંગો મારતો, ખીણોની મશ્કરી કરતો અને ટેકરીઓને થપાટ મારતો ઉંચે...ઉંચે ...ઉંચે ચ્હડવા લાગ !"

અને હવે ગૌત્તમના શરીરમાં વિદ્યુતનો ઝમકારો થાય છે, અને જુઓ, તે મસ્તક ઝાટકી પગ ઉપાડે છે ! શરીરપરનાં સઘળાં વસ્ત્ર ત્હેમણે ક્યારનાંએ હવામાં ફેંકી દીધાં છે.

* * *

---

* ભવ્ય અને પ્રચંડ, ઉંડી, અમર્યાદિત, ઉંચી તથા મસ્ત 'ભાવનાઓ' (Concepts) અને એવી 'નીતિ'ઓ.

એક, બે અને ત્રણ ટેકરીઓ પસાર થાય છે અને એકાએક સિંહની ગર્જના સંભળાય છે.

ગૌત્તમ ત્યાં જ ઠરી જાય છે અને ત્હેમનાથી સ્વભાવતઃ બોલી જવાય છેઃ " પ્રભો ! સહાય કરો ! રક્ષા કરો ! "

" ઓ ભયની જ સોબતને ચાહનારા દુનિયાના બાંછડા ! અહો- નિશ ભયનો જ તડફડાટ કરતો ત્હને જોઇને, જો હું ક્રોધાદિ સર્વ વૃત્તિઓ પર જય મેળવી ચૂકયો ન હોત તો, ત્હારા પર મ્હને હમ- ણાં અસીમ ક્રોધ ઉપજત. શું આમ ભયભીત જીંદગી ટકાવી રાખવા કરતાં સિંહના મ્હોંમાં જાતે જ પેશવાનું સાહસ વધારે 'ખાનદાની' ભર્યું નથી ? પેટે ચાલીને–રીબાઇ રીબાઇને–દશ વર્ષ જીવતર લંબાવવા કરતાં કૂદકા મારવામાં–નાચવામાં-હસવામાં–ઉડવામાં–યુદ્ધ કરવામાં વધારે ' લહેજત ' નથી ? પારકી મદદ–ઓથાઆળ–રક્ષા –દયા વડે બચવાની ઇચ્છા કરતાં ભયને મરદાનગીથી ભેટવામાં વધારે તનદુરસ્ત સુખ નથી ? ઓ ટુંકી છાતીના–નાજુક બદનના–ગુલા- મીની ગળથુથીવાળા મનુષ્ય ! એ ભય ત્હેં જ સર્જ્યો છે, અને એવી જ રીતે ભયનો ભય પણ તું જ સર્જી શકે છે એ સત્ય યાદ કર ! એ સિંહ ત્હને ડરાવે છે, પણ ગમે તેવા સિંહનો પણ કાન તું પકડી શકે છે એ સત્ય શા માટે ભૂલે છે ? સાંભળ, હું ત્હને મ્હારી પોતાની વીતક વાત કહું " એમ શ્રી મહાવીર કહેતા હવા.

* * *

અને શ્રી મહાવીરે ગૌત્તમ પ્રત્યે પોતાની વીતક વાત પોતે જ કહેવી શરૂ કરી.–વીતક કે જેમાં તેઓ પોતે ' અનુભવ કરનાર ' પાત્ર હતા, અને જે અનુભવ હમણાં પોતાના જ શ્રીમુખેથી વાણી રૂપે બહાર પાડતા હતા.

શ્રી મહાવીર કહેતા હવાઃ "દેવોના વલ્લભ ! ધ્યાન દઇને શ્રવણ કર ! હું એકદા આ શિખર પર બેઠો સતો અમર્યાદિત આકાશમાં ખેલતો હતો. લોકો એને ' ધ્યાન દશા ' કહે છે, જો કે એ દશામાં તો અનેક ' યુદ્ધો ' ચાલી રહ્યાં હોય છે અને ' સમુદ્રસ્નાન ' અને ' સૂર્યસ્નાન ' અને ' ભયંકર મઝાઓ ' ચાલી રહી હોય છે ત્હેની લોકોને ઓછી જ ખબર હોય છે !

" એ પ્રસંગે કેટલીક ગાયોને લઇ એક ભરવાડ મ્હારી પાસે આવ્યો. હું કોઇ કોઇ વખત શહેરો અને ગામડાંમાં પણ વિચરું છું તેથી લોકો મ્હને કોઇ સાધુસંત તરીકે ઓળખે છે. તેથી, મ્હને

એટલો જોઇ ભરવાડ બોલ્યોઃ ' બાવાજી ! હું પાછો ફરૂં ત્યહાં સુધી જરા આ ગાયોને સંભાળજો ! ' એમ કહી તે ચાલતો થયો.

" દેવોના વલ્લભ ! તું સ્હમજ્યો ? એ ગાયો અને ભરવાડને તું સ્હમજ્યો ? લોકો એ ગાયો, અને લોકોના દીલ પર સત્તા ભોગવતા નૃપાલ અને ધર્મગુરૂ એ ત્હેમના ભરવાડ : તું સ્હમજ્યો ?

" તે ગાયોના ભરવાડે એમ વિચાર્યું કે હું પણ એક સાધુ હોવાથી ગાયોને બાંધી રાખવા—જાળવી રાખવા—ની કલા સારી પેઠે જાણતો હોઈશ. તેથી, ઓ દેવોના વલ્લભ ! તેથી તે ભરવાડ મ્હને તે ગાયો ભળાવી ચાલતો થયો.

" પણ હું તો ' ડુંગરની જમીન ' પર બેઠો સતો વાદળાંનીય પેલી પાર ઉડતો હતો—કૂદતો હતોઃ મ્હને તે ગાયોની શી દરકાર હતી ?

" આકાશમાં જઇ કામધેનુ લાવવાને શક્તિમાન હોવા છતાં એની પણ ગરજ વગરનો હું આ દુનિઆપરની ગાયોને શું કરૂં ? દેવતાના વલ્લભ ! મ્હને કશાની શી પરવા છે ?

" મ્હને તે ગાયોના ભરવાડ કે માલીક બનવાની પણ ગરજ ન હતી, તેમજ ત્હેમને ત્હેમનું દૂધ છીનવી લેવા ખાતર લાકડીથી મારનાર અને સદા બંધનમાં રાખનાર ભરવાડથી છૂટી કરવાની પણ મ્હને પરવા નહોતી; કારણ કે, ઓ દેવોના વલ્લભ ! હું કુદરતના નિયમ અને કુદરતનું વલણ બરાબર જાણતો હોઇ મ્હને કોઇની દશા પર ' ખેદ ' થવો જ શક્ય નથી; કારણ કે 'લાગણી' માત્રથી હું પર છું. મ્હારી ઉભરાઇ જતી શક્તિઓ કોઈની તૃષા છીપાવનાર કે સહાયક થઈ પડે એ જૂદી વાત છે, પણ હું કોઇને માટે ખેદ કે કોઇના પર દયા કરવાના સ્વભાવ વાળો નથી.

" તેથી, ઓ દેવોના વલ્લભ ! તેથી હું તે ગાયોની બાબતમાં કશો પણ વિચાર કરવાની દરકાર વગર મ્હારા ઉડવા અને કૂદવામાં જ મશગૂલ રહ્યો. અને મ્હને આ પ્રમાણે બેતમાવાળો જોઇ પેલી ગાયોએ સ્વતઃ ગામ ભણી રસ્તો લીધો !

" બિચારી તે ગાયો ! ગૌત્તમ ! તે કદાચ એવી આશા રાખતી હતી કે ત્હેમના ભરવાડની પેઠે હું પણ એમને ખીલે બાંધીશ, થોડું ' લીલું ઘાસ ' નીરીશ, બે ચાર ગાળો અને ડચકારા પછી એકાદ દંડપ્રહાર કરી એમને દોહી લઇશ !

" બિચારી તે ગાયો ! હેમને ખુલ્લા મેદાનમાં ચરવાની મના હતી અને લીલું ઘાસ લાવીને હેમના ખીલા આગળ નીરવામાં આવતું હતું, તેથી હેમાં જ તે ટેવાઇ ગઇ હતી અને હેમાં જ હેમને ' સુખ ' લાગતું હતું—બિચારી તે ગાયોને !

"બિચારી તે ગાયો ! દોરડું અને ડંડો એ અહોનિશ હેમની નજર આગળ રમી રહ્યાં હતાં અને તે તો હેમણે મ્હારી પાસે જોયાં નહિ ! કહે, દેવોના વલ્લભ ! મ્હારી પાસે રહેવું એમને કેમ ગમે— બિચારી તે ગાયોને ?

" પણ સાંભળ, ઓ ગૌતમ ! મહાવીર કોઈ દિવસ લોકગણ સાથે શબ્દોની આપ–લે કરતો નથી. સિંહણનું દૂધ સુવર્ણપાત્ર જ ઝીલી શકે, બીજી ધાતુનાં વાસણ જીરવી શકે જ નહિ, એ, ગૌત્તમ ! મહાવીર બરાબર જાણે છે; કારણ કે તે ગુફામાં પણ જોઈ શકે છે.

" અને મહાવીરની ભાષા જેટલી ' સિંહ ' થી અને ' બાલક '-થી સ્હમજી શકાય છે તેટલી ' ગાયો' થી અને ' ભરવાડો 'થી નથી સ્હમજી શકાતી; કારણ કે સિંહના તો ઉચ્છવાસને પણ ગાયો ' દુર્ગંધ ' માને છે ! ઓ દેવોના વલ્લભ ! એટલા માટે હું પ્રાયઃ ગુફાઓ સાથે કે ગિરિશિખરો સાથે કે આકાશનાં વાદળાં સાથે કે મ્હારા પોતાના ઉત્પન્ન કરેલા ' વિચારો ' રૂપી પુત્રો સાથે વાતો કર્યા કરૂં છું અને ક્વચિત્ ક્વચિત્ ' દુનિયા ' સ્હામે ' બળવો ' કરનાર કોઇ ' સિંહ ' મળી જાય છે તો હેની સાથે વાતો કરૂં છું !

" ઓ દેવોના વલ્લભ ! મ્હારૂં ડહાપણ–મ્હારૂં જ્ઞાન પહાડની ગુફામાં ગર્ભવંતું થયું હતું, તેથી તે ' શહેરોમાં વસતા ' લોકોને માટે ભયંકર છે. મ્હારૂં ડહાપણ એકાંત ગિરિશિખર પરની ' શીલા' પર વીયાણું હતું, અને હેનું બાળક જન્મની સાથે જ સમુદ્રના તળીઆથી આકાશના છેડા સુધી કૂદાકૂદ કરવા લાગ્યું હતું ! ઓ દેવોના વલ્લભ !

એ ' તન્દુરસ્તી '—એ ' મસ્તી '—એ જન્મસિદ્ધ શકિત ' દુનિયા 'ને ભડકાવનારી છે. કારણ કે, વાડામાં કે ઘરમાં ખીલે બંધાઇ રહેવામાં અને બે ગજની જમીન પર આળોટવા કે પેટ ઘસીને ખસવા જેટલી પ્રવૃત્તિમાં જ એમની ' સુરક્ષિત જીંદગી 'ની ' સહીસલામતી ' છે ! ' લીલી ઘાસ ' એમની નજીક આવીને પડે, તે ખાઇને ત્હાં જ આળોટી જવાની હેમને છૂટ મળે,—એ ધર્મ એમની પ્રકૃતિમાં ઘુસાડવા માટે વર્ષો અને યુગો સુધી અનંતા ' ભર-વાડો 'એ શ્રમ સેવ્યો છે !

" અને ઓ દેવોના વલ્લભ ! ડુંગરે ડુંગરે અને ગુફાએ ગુફાએ મ્હારા ડહાપણે જણેલાં મસ્ત બાલકો મોજુદ છે અને અનંતકાલ પર્યંત મોજુદ રહેશે. અને સૈકાઓ બાદ, ઓ ગૌતમ ! એ મસ્ત બાલકોને નહિ જોઇ શકનાર ગાયો પણ તે ડુંગરાને પૂજવા જશે !

" અને, હસતો નહિ, ગૌતમ !—હું ત્હારા જેવા શત્રુંજય-ગિરિપર ટ્હેલવા નીકળી પડેલાને પણ ' ઇશ્વર ' બનાવતાં વિચાર કરૂં છું,–કેટલી બધી આનાકાની કરૂં છું, પણ એ ' ગાયો ' તો પત્થરના ટુકડાને પણ ઇશ્વર બનાવી દેશે અને પૂજશે ! ગૌતમ ! ગાયો અને ગાયોના ભરવાડોમાં પણ શું ઓછી મહત્વાકાંક્ષા છે ?—ઓછી ધીટતા છે ? દેવોના વલ્લભ ! એ મહત્વાકાંક્ષા પર તું હસતો ના; તેઓ એ ગુણનો સ્વીકાર કરતા નથી એ જ ખેદનો વિષય છે, એને કોઈ નમ્ર નામ તળે છૂપાવવા પ્રયત્ન કરે છે એ જ ખેદનો વિષય છે. તેઓ પત્થરને ઇશ્વર બનાવે છે એ જ બતાવી આપે છે ત્હેમનું હૃદય બીજા કશા માટે નહિ પણ ઇશ્વરત્વ માટે જ તલસે છે.

" પત્થરને ઇશ્વર બનાવનારા પ્રત્યે તું હસતો ના, ગૌતમ ! ઐશ્વર્ય તો વિશ્વમાં સર્વત્ર પથરાયલું છે, તેથી જ્યહારે મનુષ્ય પોતામાંનું ઐશ્વર્ય સ્વીકારવા અને જાહેર કરવામાં ' શરમ ' માનવા જેટલો વિકૃત બને છે ત્યહારે છેવટે ત્હેની અંદર દબાઇ રહેલું ઐશ્વર્ય બીજા કોઇ પાત્ર કે પદાર્થને ઇશ્વર બનાવવા પ્રવૃત્ત થાય છે. તે દબાઇ રહેલું ઐશ્વર્ય કહે છે : ' ચાલો આપણે પત્થરને પણ ઇશ્વર બનાવીએ અને પૂજીએ; કારણ કે ઇશ્વરના પૂજન વગર બીજું બધું ધૂળ છે !'

" પોતાનું ઐશ્વર્ય પીછાનવા અને સ્વીકારવા અને જાહેર કરવામાં શરમ–પાપ–અનીતિ–ગુન્હો માનવાનું શિક્ષણ ભરવાડોએ ફેલાવ્યું હતું, ગૌતમ ! કારણ કે જડ પર રાજ કરવું સહેલું છે ! તેથી ભરવાડોએ ગાયોને વિનીતપણું શિખવ્યું.

" લાંબા કાળથી એ શિક્ષણ પામેલી ગાયો ભરવાડને કહે છે: ' તું અમારા શરીરમાંથી દૂધ દોહી લે અને એ દૂધની મલાઇ વડે સશક્ત થઇ અનંતકાળ સુધી અમારૂં સ્વામિત્વ ભોગવ, અમારી ' સુરક્ષિત જીંદગી ' જાળવવા ખાતર અમારા પર દોરડાં અને

દંડના પ્રયોગ પણ ખુશીથી અજમાવ, ત્હારૂં દીલ ચાહે તેમ અમને રાખ: ત્હારૂં શરણું એ જ અમારૂં સુખ છે.'

"નાગરિકો હાકેમને કહે છેઃ 'અમારી પાસેથી કર લે,ત્હારી કીર્તિને સહીસલામત અને વધારે વિસ્તૃત બનાવવા માટે કરવા પડતા યુદ્ધમાં હોમવા ખાતર અમારાં શરીરો જોઇએ તો તે પણ લે; કારણ કે અમને ત્હારા એ કથનમાં શ્રદ્ધા છે કે તું જે કાંઇ કરે છે તે બધું અમારી રક્ષા માટે જ કરે છે. અમે તો ત્હારો અચળ સૂર્ય અને અમારો અખંડ ચુડલો—ચાંડલો એ જ ઇચ્છીએ છીએ; અને તેથી ત્હારા પ્રત્યે વગર શરતે 'વફાદારી' બતાવવામાં જ અમારૂં કલ્યાણ છે.'

"ભક્તો ગુરૂને કહે છેઃ 'અમારૂં ધન જ માત્ર નહિ પણ તન અને વળી મન પણ—રે આત્મા પણ—ત્હને સમર્પણ છે! તું જે ફરમાવે તે અમારી 'નીતિ' છે. તું જ્યહાં દોરી જાય ત્યહાં અમો અંધનું મોક્ષ છે.'

"અને ઓ દેવોના વલ્લભ! આવું બોલનારા લોકગણનાંય હૃદય તો પત્થરને પણ ઇશ્વર બનાવવા તલસે છે, એ વાતનું તે વેચાયલાઓને ક્યહાં 'ભાન' છે? માટે જ કહું છું કે હું ગાયો સાથે બોલતો નથી, ભરવાડો સાથેય બોલતો નથી; 'સિંહો' અને 'બાલકો' સાથે જ બોલું છું અને મ્હારી પોતાની ઉત્પન્ન કરેલી દુનિયાઓ સાથે બોલું છું. ખરેખર! દેવોના વલ્લભ! હું દુનિયાઓ ઉત્પન્ન કરૂં છું* અને ખરેખર, ઓ ગૌતમ! હું ઇશ્વરો પણ ઉત્પન્ન કરૂં છું!

"તેથી, ઓ દેવોના વલ્લભ! તેથી મ્હને પેલા ભરવાડની ગાયો માટે વિચાર સરખોય થયો નહિ; અને તે ગાયો પણ જે ચીજોથી તે ટેવાયલી હતી તે મ્હારી પાસે નહિ જોવાથી પોતાના નિવાસ તરફ ચાલી ગઇ!...ગરીબ બિચારી તે ગાયો સ્વેચ્છાથી —ભરવાડના 'વાડા' તરફ—ચાલી ગઇ!

"થોડા સમય બાદ તે ભરવાડ એક ગાયને પકડીને શ્વાસ ભર્યો મ્હારી તરફ દોડતો દેખાયો. ગૌતમ! એનો ચહેરો ક્રોધથી લાલચોળ થયો હતો, એની આંખમાંથી અગ્નિ વર્ષી રહ્યો હતો, એના હાથમાં દૈતનું બળ અવતર્યું હતું. હાથમાંની રાશનો છેડો

* A Superman creates thousands of new 'concepts' —new worlds and destroys old ones. His very existence necessitates such a 'play.'

ત્હેણે મ્હારા ઉપર જોશથી ઉગામ્યો અને ગર્જના કરી ! ગૌત્તમ ! એ ગર્જનાનો આકાશે પણ પડઘો પાડયો !

" તે ભરવાડ ગર્જ્યો: ' રે ધૂર્ત ! શું ત્હને ભળાવેલી ગાયોને નસાડી ત્હારા વાડામાં છૂપાવવા તું ઇચ્છતો હતો કે ? પારકી મિલ્કત ચોરવામાં જ શું ત્હારૂં ' અદત્તાદાન વિરમણ વ્રત'* સમાયલું માને છે કે ? ' અને ત્હેણે પત્થરની શીલાપર પોતાનો પગ ક્રોધથી પછાડયો.

" પણ મ્હેં કાંઇ જ ઉત્તર આપ્યો નહિ. હું ત્હેના તરફ જોયાં જ કરતો હતો. મ્હારી ગુપ્ત આંખો એ ભરવાડની અંદરના વાનરને અને વાનરનાં દાંતીઆંને જોઈ જોઇને હસતી હતી ! અને મ્હારો ચહેરો, હું જે શીલા પર બેઠો હતો ત્હેના જ જેવો નિર્વિકાર હતો.

" તે જ ક્ષણે આકાશમાં વાદળાં ચ્હડી આવ્યાં અને તે ફાટીને ત્હેમાંથી પ્રકાશ ભભુકયો ! તેજસ્વી ઇન્દ્ર પોતાના પૂર ઠાઠમાં સજ્જ થઇ સર્વ આયુધ સાથે નીકળી આવ્યો અને મ્હને વંદન કરી કહેવા લાગ્યો: ' પ્રભો ! બાર બાર વર્ષ સુધી આપના ઉપર આફતોની પરમ્પરા આવી પડવાની છે. મનુષ્યકૃત તેમજ દેવકૃત સંકટોની વચ્ચે થઇને આપને બારવર્ષ જેટલો લાંબો સમય પસાર કરવાનો છે. માટે કૃપા કરી મ્હને આપના પારિપાર્શ્વક–દેહરક્ષક–તરીકે રહેવાની આજ્ઞા આપો ! '

" અને ઇન્દ્ર આકાશમાં અદ્ધર ઉભો રહ્યો. ત્હેની એક આંખ મ્હારા તરફ હતી અને બીજી આંખ પેલા ભરવાડ તરફ અગ્નિ વર્ષાવી રહી હતી. તે આંખ બોલતી હતી કે ' આજ્ઞા મળે તો એક સમય માત્રમાં એ ભરવાડની ખાખ કરી નાખું ! '

" પણ અદ્યાપિ પર્યંત હું મૌન જ ભજતો હતો.

" 'પ્રભો ! મ્હારાથી હવે વધુ વખત સબુરી સહન થઇ શકતી નથી. આ ખડબચડા ઉદ્ધત હાથ પર ટૂટી પડવા મ્હારૂં વજ્ર મસ્તી કરી રહ્યું છે ' ઇન્દ્ર બોલતો હવો.

" અને હું ખડખડ હસ્યો: ' ઇન્દ્ર ! ત્હારા વજ્રમાં મસ્તી છે એ તો સંતોષની વાત છે, પણ ત્હારી ભક્તિમાં બુદ્ધિ ક્યહારે આ-

* ચોરીથી દૂર રહેવાનું વ્રત.

વશે તે જરા કહેશે ? તું 'મદદ' કરવા આવ્યો છે કે ? કોને ? શા માટે ? કેવી રીતે ? શા હેતુથી ?...અને 'મદદ' એટલે શું ? આ બધી બાબતોનો તેં કાંઈ વિચાર કર્યો છે ? તું મ્હને મદદ સ્વીકારવાની પ્રાર્થના કરે છે, પણ એ પ્રાર્થનામાં જ મ્હારૂં સખ્તમાં સખ્ત અપમાન સમાયલું છે તે તું સ્હમજે છે કે ? મદદ ! સહાય ! દયા ! રક્ષણ !...કોનું ? શું મ્હને બિચારો–બાપડો ધાર્યો ? શું મ્હને દુઃખના નામમાત્રથી ફફડતા ભરવાડોમાંનો એક માન્યો ? શું માર, ત્રાસ, કુદરતની પીડાજનક ઘટનાઓ, બીમારી ઇત્યાદિ કે જેનાથી મનુષ્યો અને ત્હમે દેવો પણ નાસતા ફરો છો તે સર્વમાં મ્હારી ગુપ્ત આંખો કોઇ અજબ પ્રકારની ખૂબી, આનંદ અને લહેજત નથી જોઇ શકતી ? ઓ ઇન્દ્ર ! જાણ કે ત્હારા વજ્ર કરતાં અનંત-ગુણું બળ મ્હારી 'ઇચ્છા શક્તિ' માં છે, જો કે તે ગુપ્ત શક્તિને સ્થૂલ રૂપે વાપરી કોઇને દાબી દેવામાં–કોઇની શક્તિઓને બહેરી કરી દેવામાં–હું 'લહેજત' માનતો નથી. આજે મનુષ્યમાં શક્તિની ખીલવત ઘણી ઓછી છે, તે કોઇ પણ રીતે વધે એ જોવાને જ હું તો ખુશી થાઉં. મનુષ્યો મ્હારા ઉપર પોતાની શક્તિ અજમાવીને પણ–એ રીતે પણ—શક્તિની ખીલવટ કરે એમાં જ મ્હારી 'મજાહ' છે.

" 'ઓ ઇંદ્ર ! સ્હામા પત્થરની તરાડ પર નજર કર ! એમાંનો હરીઆળો છોડવો કેવો ડોલી રહ્યો છે– ખીલી રહ્યો છે તે જો ! પત્થરમાં મૂળ નાખતાં એને કોણે શીખવ્યું ? વંટોળીઓ, વર્ષાદનાં સખ્ત ઝાપટાં અને સૂર્યનાં આગ જેવાં કિરણો સ્હામે એ નાજુક છોડનું રક્ષણ કરવા કયો મનુષ્ય કે કયો દેવ હાજર હતો ?

" 'ઓ ઇન્દ્ર ! જાણ કે 'સહાય'ની નિરંતર ઇચ્છા એ જ મનુષ્યનું 'નરક' છે. સહાય કરનારાઓ સહાય કરવા જતાં જાણુનું નુકસાન કરી બેસે છે એ હજી માણસો અને દેવો પણ સ્હમજી શક્યા નથી. તું મ્હને 'जीन'ને–'अरिहंत'ને–દીન–લાચાર–અરિ સ્હામે પોતાના બચાવ માટે પારકી સહાયની આવશ્યકતા ધરાવતો પામર પ્રાણી બનાવવા આવ્યો છે એ ત્હારા ખ્યાલમાં પણ નહિ હોય. 'સહાય'ની 'કિમત' આંકનારાઓ ! ત્હમે 'ખોટી કિમત' આંકો છો. સહાય કરવી જ હોય તો શક્તિ વધારવામાં સહાય કરો, પંગુજી–ઠીંગુજી બનવામાં—પરાધીન બનવામાં સહાય ન કરો. સ્વ-રક્ષાની અને જયની શક્તિ દરેક જીવાત્મામાં રહેલી છે, ત્હેને 'પ્રકટ'

કરવામાં અને ખીલવવામાં સહાય કરવી હોય તો કરજો,—પરન્તુ તે પણ પરોક્ષ રીતે—દૂર રહીને—સૂર્યનાં કિરણોની માફક કરજો. જીવાત્માઓને ખરી સહાય એ જ છે. ઇન્દ્ર! તું ગમે તેટલો બલવાન, તો પણ હજી સોના-રૂપાની બેડીઓથી—સુખદુઃખના ખ્યાલોથી—બંધાયલો 'ગુલામ' છે! 'લાગણી' નો દાસ છે! શું બંધન-માત્રને હસી શકનાર, 'લાગણી' ને પોતાની ટચલી આંગળી પર નાચ નચાવનાર વીર એક ગુલામની સહાય સ્વીકારશે? કે ઇચ્છશે પણ?... હા...હા...હા...! ઇન્દ્ર! પણ ત્હને હજી સીમા વગરનું સત્ય સ્હમજવાને વાર છે! હીરામાણેકમાં સજાયલાથી 'નગ્ન સત્ય' સહન થવાને હજી વાર છે!' ભલા' ભાઇ! હમણાં તો તું ત્હારા સ્થાને સીધાર, અને મ્હને 'મ્હારી મઝા' એકલા એકલા જ ચાખવા દે!'

"અને દેવોના વલ્લભ એવા ઓ ગૌત્તમ! એ જ વખતે ઇન્દ્ર મસ્તક નમાવી આકાશ માર્ગે અદશ્ય થયો. મ્હારી દષ્ટિ સમક્ષ માત્ર પેલો દોરડું ઉગામી ઉભેલો ક્રોધાતુર ભરવાડ અને પેલી મુંગી ગાય: એ સિવાય બીજું કાંઇ નહતું.

"અને આ સઘળું માત્ર એક ક્ષણમાં બનવા પામ્યું હતું. પેલા ભરવાડે દોરડું ઉગામ્યું અને મ્હારા હૃદયે ગુપ્ત હાસ્ય કર્યું એટલા અંતરમાં આ સઘળું બન્યું હતું. તે ભરવાડ તે ઇન્દ્રને જોઇ શક્યો નહતો, કે અમારા વચ્ચે થયેલી વાતચીત સાંભળી શક્યો નહતો. અને, ઓ દેવોના વલ્લભ! શું દુનિયાના કીડા દેવોને કે દેવોના દેવને કદાપિ જોઇ-સાંભળી શકયા છે?

"પણ મ્હારૂં મૌન પેલા ભરવાડના ક્રોધાગ્નિમાં ઘી હોમનાર થઈ પડયું. ગૌત્તમ! તે ભરવાડ નાગની પેઠે ફુંફાટા મારવા લાગ્યો અને પોતાના મસ્તકની આસપાસ લાંબા દોરડાને સુદર્શન ચક્રની માફક ધુમાવતો તે બોલ્યો: 'રે પાપી! પારકી થાપણ ઓળવવાનો વિચાર કરતી વખતે ત્હને શું નરકનો પણ ભય ન લાગ્યો?'

"મ્હેં તે ભરવાડની આંખ સાથે આંખ તાકીને કહ્યું: 'ઓ ગુમાની! પાળેલી ગાયોને પણ ગુમાવી બેસનાર પામર! ક્યા બળથી તું હમણાં એક પહાડી પુરૂષ પર રોફ બતાવવા આવ્યો છે? શરમા, આત્મદ્રગ! શરમા! અને ત્હારી કાગળની તલવારને મ્યાન કર, નહિ તો ઉલટો વધારે દુઃખી થશે. તું મ્હને પીછાને છે? ના, તું કે જે પોતાને પીછાની શકતો નથી તે તું

મ્હને શું પીછાની શકે ? પણ ત્હને એટલી તો ખબર હોવી જોઇએ કે હું ગામમાં કે સીમમાં નહિ પણ પહાડપર રહેનારો છું, કે જ્યહાં 'વાડા' જ હોતા નથી,—અરે જ્યહાં 'ગાયો'ની 'દુર્ગંધ' પણ હોતી નથી. રે ભોળા ! ત્હારી ગાયોને તો પૂછ: આ ખુલ્લી—સ્વતંત્ર—નિરંકુશ હવામાં રહેવું એમને જ ગમ્યું નહિ ! સિંહો અને અવધૂઓના નિવાસસ્થાન રૂપ આ પહાડી પ્રદેશમાં વળી વાડા કેવા અને ચોરીની ભાવના કેવી ? ચોરીની ઇચ્છાવાળા ત્હમે ભરવાડો જ તો વાડાને હસ્તીમાં લાવ્યા હતા ! ત્હમે ભકતોને 'ચોરી'માં 'પાપ' બતાવ્યું અને ચોરીમાત્રનો—ફકત દ્રવ્યની જ નહિ પણ બુદ્ધિ, સ્વમાન, બળ અને સાહસિક વૃત્તિની પણ ચોરીનો—ઇજારો ત્હમે જ રાખ્યો. ચોરીથી મળી શકે એવી તમામ ચીજોને એકહાથ કરી એ ચીજો પરનો ત્હમારો કબ્જો અવ્યાબાધ રહેવા પામે એટલા ખાતર જ ત્હમે બીજાઓને ચોરીનો નિષેધ કર્યો. સુખ બધું એકલા જ ભોગવવા માટે ત્હમે દુનિયાના લોકોને ચીજ માત્રમાં પાપ બતાવી, ભડકાવી, ભયપ્રેરિત 'ત્યાગ' અને 'સંતોષ'માં જ 'ભવિષ્યનું સુખ' સ્હમજાવ્યું ! ત્હમે જ દુનિયાના ખરેખરા ચોર છો અને તે છતાં વળી 'દુનિયાના બચાવનાર' તરીકે પૂજાવાના નિત્ય નવા બુટ્ટા ઉડાવ્યા કરો છો ! હું તો ચોરોનો ભાર પૃથ્વીપરથી ઓછો કરવા આવેલો છું અને દોરડા અને બેડીઓ અને વાડાનો સંહાર કરવામાં ક્વચિત્ ક્વચિત્ મઝા લઉં છું. ગાયોના માંસ પર જીવતી ઓ માંખો ! ત્હમારો ભુંડો બણબણાટ બંધ કરો, ત્હમારાં વાડાનાં જાંખરાં દૂર કરો, ત્હમારાં દોરડા અને દંડાને બાળી નાખો, અને ત્હમારા 'ડચકારા'ને* 'જીવનના પવિત્ર હકાર'માં** બદલી નાખો ! સ્હમજો કે ત્હમારો કાળ મહાવીર હવે પેદા થઇ ચૂકયો છે ! 'લૌકિક' ભ્રમણાઓને સ્થાને 'લોકોત્તર' દીવ્યતાની પધરામણી કરનાર કેશરીસિંહ જન્મ લઇ ચૂકયો છે ! એ જાણી ચુપચાપ ગાયોને છૂટી કરો અને ત્હમારા જૂના 'ગંદા ખેલ' સંકોલી લ્યો ! ઓ 'માલેકી' પાછળ મરી પડતા ભરવાડો ! બીજા પર માલેકી ભોગવવાની ઇચ્છા

---

* ડચકારા =Don'ts=નિષેધ વાકયો, 'આમ નહિ કરો' ને 'તેમ નહિ કરો' એવી મનાઓ; જીવાત્માને નિર્માલ્ય ઘેટા રૂપ બનાવનાર આજ્ઞાઓ.

** Yea saying to life; મહાન પ્રવૃત્તિઓ વડે જીવનને મઝેદાર બનાવવાનું શિક્ષણ.

કરવા પહેલાં ત્હમે પોતા પર જ આલેકી ભોગવતાં શિખો. જેઓ પોતાને હુકમ કરી શકે અને પોતાના હુકમ પોતે નિમક-હલાલપણે અદા કરી શકે તેઓ જ માત્ર બીજા પર હુકમ કરવાને અને બીજાઓ પર સત્તા ચલાવવાને હક્કદાર હોઇ શકે. જે 'એક'-ને નમાવે છે તે 'સર્વ'ને નમાવે છે. જે પોતાની અંદરની અનેક ખીણો અને કોતરો અને ગુફાઓમાં પોતાનાંજ અનેક સ્વરૂપો સાથે યુદ્ધ કરે છે અને દરેક યુદ્ધને અંતે લોહીથી ખરડાયલા સ્વરૂપ પર—ટેકરીપરનો સૂર્યપ્રકાશ ઝીલતો સતો—ખડખડ હસી શકે છે તે જ રાજ્ય કરવાને લાયક છે.

" 'ઓ ભરવાડ! અને હવે જો, મ્હારી સ્હામે નજર કર; તું રાજા છે કે ગુલામ, 'માલેક' છે 'મિલ્કત'? આ પ્રશ્નના જવાબ માટે વિચારની ભઠ્ઠીમાં પ્રવેશ કર અને ત્હારૂં ખરૂં સ્વરૂપ પ્રાપ્ત કર!'

" હું હજી છેલ્લો શબ્દ પૂરો બોલી પણ રહ્યો નહોતો એટલામાં, ઓ દેવોના વલ્લભ! એટલામાં તો તે ભરવાડ એકાએક જમીન પર તૂટી પડયો! એના શરીરમાંથી અનેક પુદ્‌ગળ ઝપાટાબંધ નીકળીને નૂતન આકારમાં ગોઠવાવા લાગ્યાં. જોતજોતામાં ભરવાડના શરીરની જગાએ ઉંટનું શરીર દેખાયું! પોતાની પીઠ પર જાણે કે ભાર લાધવાનું કહેતું હોય તેમ તે દેખાતું હતું. થોડી પળમાં તે ઉંટ ચાલવા લાગ્યું અને જરા દૂર ગયું એટલામાં ત્હેનું રૂપાંતર એક ગર્જના કરતા સિંહમાં થઈ ગયું! અને વળી જોતજોતામાં એ સિંહ એક બાળકમાં બદલાઇ ગયો! ગૌત્તમ! એ બાળક પણ હસતો-ખેલતો અદશ્ય થઇ ગયો. મ્હારી દૃષ્ટિ સમક્ષ માત્ર ખાનદાન ગિરિશિખરો અને ત્રિવિધ તાપ માત્રને હશી કહાડનારાં તથા પોતાનો વિકાસ પોતાની મેળે જ કરતાં, નિજાનંદમાં ડોલી રહેલાં વૃક્ષો સિવાય બીજું કાંઇ રહ્યું નહિ!"

* * *

આપવીતી પુરી થઇ, પણ ગૌત્તમથી મર્મ સ્હમજાયો નહિ. તેથી શ્રી મહાવીરે વળી ગૌત્તમને કહ્યું: " દેવતાના વલ્લભ! તું સ્હમજ્યો? ભરવાડનાં આ ત્રણ રૂપાંતરમાં તું કાંઇ સ્હમજ્યો? મનુષ્યમાત્ર એ ત્રણ સ્થિતિમાંથી પસાર થાય છે.

" ગૌત્તમ! ઉંટ જેમ પોતાની પીઠ પર ગમે તેવો અને ગમે તેટલો બોજો લાધવા દેવા માટે નીચે બેસે છે—અને પરાયો બોજો ઉપા-

ડવામાં જ મરદાનગી કે 'સદ્દગુણ' માને છે—તેમ મનુષ્ય પ્રથમાવસ્થામાં સઘળી જાતના મનુષ્યકૃત કાયદા–કાનુન–ધોરણો–સ્મૃતિઓ–શાસ્ત્રા–નીતિઓ–આજ્ઞાવચનોને પોતા ઉપર લધાવા દેવામાં અને એ બોજો વહવામાં જ મરદાનગી–માણુસાઇ–સદ્દગુણ–ધર્મ સ્હમજે છે, જો કે તે જાણુતો હોતો નથી કે બોજો લાધનાર કોણ છે, કોના હિત ખાતર બોજો લાધવામાં આવે છે, અને કેવા રૂપ–રંગ–સ્વાદ–કિમતવાળો એ બોજો છે.

" પરન્તુ, ઓ દેવોના વલ્લભ! ઉંટ જ્યહારે પીઠ પરના બોજા સાથે દોડી જાય છે અને એકાંત ઉષ્ણ રણમાં આવી પહોંચે છે, ત્યહારે તે મસ્તી શિખે છે, અને સિંહ બને છે. પરાયા બોજાને વધુ વખત ઉઠાવવા હવે તે ના કહે છે અને બોજાવગરની સ્વતંત્ર જીંદગી ભોગવવાની 'જરૂરીઆત' પહેલપ્રથમ 'જુએ' છે. બોજાનો ત્રાસ અને એકાંત સ્થાન એ બે સંજોગો એનામાં સ્વાતંત્ર્યનું ભાન પ્રેરે છે. આનું જ નામ નીતિ અને આનું જ નામ અનીતિ, તું આમ જ ચાલ અને તેમ નહિ,' ત્હારૂં હિત કયા વર્તનમાં છે તે નક્કી કરવાનો 'અધિકાર' ત્હને હોઇ શકે નહિ, ઇત્યાદિ 'ડચકારા'ને તાબે થવા હવે તે તૈયાર નથી. તે જૂની 'કિમતો'ને તોડવા શક્તિમાન થયો–સિંહ થયો, પણ નવી 'કિમતો' ઉપજાવવાની હજી ત્હેનામાં યોગ્યતા આવી નથી.

" દેવોના વલ્લભ! હવે તે 'બાળક' થાય છે. સિંહથી જે ન બન્યું તે બાળકથી હવે બનશે. બાળક એ નિર્દોષતાનો અવતાર છે. ભૂતકાળનું—ભૂતકાળની ગુલામીઓનું–એને સ્મરણ નથી અને ખ્યાલે નથી, તેથી ત્હેનામાં નિર્દોષ નિડરતા છે. ભવિષ્ય માટેના સંકલ્પ–વિકલ્પરહિત હોઇ તે આનંદસ્વરૂપ છે. બાળક! ઓહ બાળક તો નવી 'જીંદગી' છે, નવી 'રમત' છે, પહેલી પ્રવૃત્તિ છે, જીવન સૂત્રનો પવિત્ર 'હકાર' છે. કોઇની ઇચ્છા પાછળ ખેંચાતી નથી, માત્ર પોતાને જ અનુસરે છે એ નિર્દોષ નિર્વિકલ્પ નિડર પ્રવૃત્તિ! દરેક ચીજને પોતાના જ હિસાબે ને જોખમે પોતાની જ 'કિમત' આપવાને તે આગ્રહી હોય છે અને એનો આગ્રહ, ઉત્સાહ, આત્મશ્રદ્ધા અખૂટ હોય છે.

" અને ગૌત્તમ! તું હજી 'બાલક' નથી બની શકયો તો 'વીર' તો ક્યહાંથી જ બની શકે? ઓ દેવોના વલ્લભ! પોતાની નિડરતા અને પોતાનો આનંદ જેમ બાળકને સ્વાભાવિક છે તેમ ત્હને છે શું?

" ઓ ગૌત્તમ ! કહે હવે કે હજીએ શું મ્હારો હાથ માગવાની નાદાની છોડી શકશે ? હજીએ ત્હારા સ્વસ્વરૂપનો વિશ્વાસ કરી શકશે ? હજીએ ત્હારી 'ખાનદાની'નું ભાન લાવી શકશે ? કહી દે, ઝટપટ કહી દે, દેવોના વલ્લભ ! "

* * *

" પ્રભો " દીન વદને ભક્તિપરાયણ ગૌત્તમ બોલ્યા " કૃપાનાથ ! મ્હને જ્ઞાનની ઉંડી વાતો વડે ગભરાવી નાખશો નહિ. મ્હને તો આપ ગુરૂદેવનું શરણ, દયા અને સહાય જ જોઇએ છે. "

અને મહાવીરે વિચાર કર્યો, અને વિચાર કર્યો, અને વિચાર કર્યો, અને પછી મનમાં જ કહ્યું: " મ્હારે આને શબ્દોથી જ્ઞાન આપવું જોઇતું નથી....આશાના પાત્ર તરફથી એક જબરી થપ્પડ જ્યહાં સુધી પડે નહિ ત્યહાં સુધી મનુષ્ય આશાની ગુલામીમાંથી મુક્ત થઈ સ્વાશ્રયી બની શકતો નથી....મ્હારો વિયોગ જ એને પોતાની આંખે જોતો અને પોતાની પાંખે ઉડતો બનાવશે....મ્હારા હાથની માગણી કરવા માટે તે કાળે તે ખરેખર પસ્તાશે અને પોતાને નિંદશે......અને એ સ્વનિંદા અને પશ્ચાત્તાપના અગ્નિમાંથી ' ફરી જન્મેલો ' દ્વીજ ' સર્વશક્તિમાન ગૌત્તમ ' બનશે. "

* * * *

અને શ્રી વીરનું વચન અંતે ખરૂં પડયું.

અને શ્રી વીરના દેહનો, ભક્તિમાન ગૌત્તમને ખરેખર વિયોગ થયો, અને ખેદ થયો અને મહા દુઃખ થયું.

અને એ મહાદુઃખમાંથી—એ કાળાં વાદળાંના ગર્ભમાંથી જ—કેવળી ગૌત્તમ ' ફરી જન્મ્યા ' !

અને તે વખતે દેવોએ આકાશમાં દુંદુભી વગાડી અને શ્રી ગૌત્તમનાં જયગીત ગાયાં;—

પણ શ્રી ગૌત્તમે તો એ જ ક્ષણે પોતાના ' એકાન્ત દીવ્ય આકાશ'માં શત્રુંજયગિરિપર વ્હડતાં શ્રી મહાવીરે શિખવેલાં વચનામૃતોનાં જ જયગીત ગાયાં !

એ વચનામૃતો હજીએ શત્રુંજય ગિરિની હવામાં ટ્હેલતાં ફરે છે. આંતર્ચક્ષુ ખુલ્લાં રાખીને શત્રુંજયની સહેલધા કરનાર મુસાફર કોઈ કોઈ વખતે હજીએ ત્હેને નીચે મુજબ લિપિબદ્ધ થઇ આકાશમાં ઝુલતાં વાદળ તરીકે ભાળી શકે છે:—

'पुरिसा ! तुममेव तुमं मित्तं, किं बहिया मित्त मिच्छसि ?'

* * *

'जे एगं णामे से बहू णामे, जे बहू णामे से एगं णामे.'

* * *

'सव्वतो पमत्तस्स भयं, सव्वतो अपमत्तस्स णत्थि भयं'

* * *

'जे आसवा ते परिस्सवा, जे परिस्सवा ते आसवा.'

* * *

'संमत्तदंसी ण करेति पावं'



---

૧. હે 'પુરૂષ' (પ્રકૃતિનાયે સ્વામી) તું પોતે જ ત્હારો 'મિત્ર' (દોસ્ત અથવા સૂર્ય) છે. શા માટે બહારથી મિત્ર મેળવવા ઈચ્છે છે ?

૨. જે મનુષ્ય એકને (પોતાના બહિરાત્માને) નમાવે છે તે સર્વને (દૃશ્ય જગત્‌ને) નમાવી શકે છે; અને જે સર્વને (દૃશ્ય જગત્‌ને) નમાવી શકે છે તે એકને (પોતાના બહિરાત્માને) નમાવવાનું સમર્થ છે. (અંતરથી બહાર અને બહારથી અંતર, એમ બન્ને રીતે શક્તિની પ્રગતિ થઇ શકે છે.)

૩. પ્રમત્ત (પ્રમાદી)ને સર્વ દિશાથી ભય જ હોય; અપ્રમાદિ (જાગ્રત, આત્મભાનવાળા)ને કોઈ દિશાનો ભય સ્પર્શે નહિ. (પ્રમાદ= આળસ, નિદ્રાવસ્થા, સ્વમાનનું વિસ્મરણ, સ્વશક્તિનું વિસ્મરણ.)

૪. જે જે 'આશ્રવ' (કર્મબંધના હેતુ) છે તે તે જ 'પરિશ્રવ' (=કર્મક્ષયના હેતુ) છે; અને જે જે કર્મક્ષયના હેતુ છે તે તે જ કર્મબંધના હેતુ છે. (જે વડે અજ્ઞાની બંધાય છે તે વડે જ જ્ઞાની બંધમુક્ત થાય છે.) જે વર્તન વડે એક વ્યક્તિ કે પ્રજા મુક્ત થાય છે તે જ વર્તન વડે બીજી વ્યક્તિ કે પ્રજા ઉલટી વધારે જકડાય છે.. ક્રિયા પોતે 'સારી' કે 'ખોટી' નથી, બધો આધાર ક્રિયા કરનારની વૃત્તિ પર છે.

૫. સમ્યક્ પ્રકારે 'જોઇ' શકનાર 'પાપ' જ કરતો નથી. 'રાજા 'ગુન્હા'થી પર છે અને સમ્યગ્જ્ઞાની 'પાપ'થી પર છે. કોઇ પણ કાર્ય એને 'બાંધતું' નથી.

## जो रही सो 'बेखबरी' रही !

કરે ઇશ્ક અબ વો જહાનમેં
કે સબોંસે બૈઠે વો હાથ ધો,
ન કિસીકે ડરસે છુપે કહીં
ન કિસીકે ખોફસે દેવે રો,
ઉસે કુછ કિસીકી 'ખબર' નહીં
હુવા અબ તો મીસલે નજીર વો,
તેરે દર્દ ઇશ્કમેં અય મીઆં !
દીલે બેનવાએ સીરાજકો,
ન ખત્ર રહા, ન હજ઼ રહા,
જો રહી સો 'બેખબરી' રહી !

—નઝીર.

* * *

## गइ जबसे कैद लीबासकी !

હુઈ ક્યાહી દીલકો ફરાગતેં
ગઇ જબસે કૈદ લીબાસકી,
ન હવાએ અતલસ વ ગુલબદન
ન તલાશે બાદલા વ ઝરી,
કોઇ પહેનો યા કે ન પહેનો અબ
ગરઝ ઉસકો જાને બલા મેરી !

—નઝીર.

## 'मर्द' ते छे !

જો ફકરમેં પૂરે હૈં વોહ હરહાલમેં ખુશ હૈં,
હર કામમેં, હર દામમેં, હર જાલમેં ખુશ હૈં;
ગર માલો મિલ્કત મિલા તો માલમેં ખુશ હૈં,
બેઝર કિયા કિસીને ઉસી અહેવાલમાં ખુશ હૈં;
ઇફલાસમેં, ઇદબારમેં, ઈકબાલમેં ખુશ હૈં—
પુરે હૈં વોહી 'મર્દ' જો હરહાલમેં ખુશ હે !

ચહેરેપે મલાલત ન જીગરમેં અસરે ગમ,
માથેપે કહીં ચીન ન આબરૂમેં કહીં ખમ;
શીકવાં ન ઝબાંપર, ન કભી ચશ્મ હુઇ નમ,
ગમમેં ભી વોહી ઐશ, અલમમેં ભી વોહી દમ;
હર બાત, હર ઔકાત, હર અફઆલમેં ખુશ હૈં—
પુરે હૈં વોહી 'મર્દ' જો હર હાલમેં ખુશ હૈં !

કુછ ઉનકો તલબ ઘરકી ન બાહારસે ઉન્હેં કામ,
તકયેકી ન ખ્વાહીશ હૈ, ન બીસ્તરસે ઉન્હેં કામ;
અસતલકી હવસ દીલમેં ન મંદરસે ઉન્હેં કામ,
મુફલીસસે ન મતલબ, ન તવંગરસે ઉન્હેં કામ;
મેદાનમેં, બાઝારમેં, ચોપાલમેં ખુશ હૈં—
પુરે હૈં વો હી 'મર્દ' જો હર હાલમેં ખુશ હૈં !

—નઝીર

# નિત્શેનાં સૂત્રો.

What is happiness? The feeling that power increases, that a resistence is overcome.

A Philosopher—is a man who constantly tries, sees, suspects, hopes, dreams of extraordinary things—who is struck by his own thoughts as if they came from without. They are the highest philosophers who are capable of *golden* laughter.

Brave, unconcerned, scornful, violent–thus Wisdom would have us be; she is a woman and ever loveth the warrior only.

The doer alone learneth.

The majority of man are wanting in intellectual conscientiousness.

Asceticism for the philosopher–an optimum of the conditions of highest and keenest spirituality.

For the thinker success and failure are only responses.

We thinkers must first establish the relish of all things, and, if necessary, decree it. Practical people would even undervalue their practical life is we were to slight it.

In order to make a thing stay, it must be burned into memory.

Life I regard as instinct for growth, for continuance, for accumulation of forces, for *power*; Where the will to power is wanting there is decline.

Hang up no more withered wreaths in the Sanctuary of Life.

Life is whatever must surpass itself.

Life is so hard to bear ? Do not *pretend* to be so *frail*.

Spirit is that life which cutteth itself into life.

To vulgar natures all noble and generous sentiments appear extravagant, fanciful, absurd, unreasonable.

Marriage: this I call the will of two to create that one which is more than they who created it.

Not to be able to take seriously for a long time an enemy, or a misfortune, or even one's own misdeeds—is the characteristic of strong and full natures.

Man is a something that shall be surpassed. What have ye done to surpass him ?

As long as genius dwells within us we are bold, nay, reckless of life, health and honour.

In the end one experienceth nothing but oneself.

The secret of a joyful life is—to live dangerously.

Wherever I found living matter there I found will-unto-power.

I call an animal, a species, an individual *depraved* and decadent when it loses its instincts, when it selects, when it *prefers* what is injurious to it.

Two things are wanted by the *true* man,—danger and play.

Man shall be educated for war, and woman for the recreation of the warrior. Everything else is folly. Every man fit for warfare, every woman fit for children, both fit for dancing with head and legs.

The *yes* hidden in you is much stronger than all the *Noes* and all the *Perhaps*, of which you are ill.

Oh that the poets would again be such as they were wont to be, seers foretelling us something of our possible future !

Gracefulness is part of the generosity of the magnanimous.

To the existence of 'art', a preliminary psychological condition is necessary, namely, ecstasy.

All excellence is inheritance; we have first to persuade the body.

Regarding all æsthetic values I make